**The Parsi Vegetarian & Temperance Society's**

# Free Tracts:

# No. 7.

# *Frashogard: Its Deep Scientific Exposition.*

( In the Light of Zarthoshti Ilme-Khshnoom. )

*By Mr Behramshah Navroji Shroff.*

( Reprinted from the Frasho-gard, Vol. V, No. 1. )

*N. B.* :—Copies of previous or future Nos. of these tracts can be had on application to The Hon. Secretary, The Parsi Vegetarian & Temperance Society, 24-28, Parsi Bazar, Fort, Bombay, with half an anna to cover postage.

---

**ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી**

**તરફથી પ્રગટ થતું**

**મુફત સાહીત્ય:**

# નં૦ ૭.

## ફ્રશો-ગર્દની તાવીલ:

**ફ્રશો-ગર્દને કેટલા મરતબામાં ગણેલી છે.**

**જરથોશ્તી ઈલ્મે ક્ષ્નૂમથી એની તપાસ.**

લખનાર—મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ.

[ ફ્રશો-ગર્દ, પુ. ૫, અંક ૧ માથી રીપ્રીન્ટ. ]

**નોંધ**:—આ લખાણોના અગાઉના યા હવે પછીના નંબરો મેળવવા માટે ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીના ઑ૦ સેક્રેટરીને ૨૪-૨૮, પારસી બજાર, કોટ, મુંબઈમા, સાથે અરધા આનાની ટીકીટ બીડીને લખવું.

---

આ ચોપાન્યું અરદેશર ભીખાજી દુબાશે મુંબઈના કોટમા નં૦ ૭, ૯, ૧૧, ૧૩, કાવસજી પટેલ સ્ટ્રીટ ખાતે દફતર આશકારા પ્રેસમા છાપ્યુ છે, અને ધી પારસી વેજીટેરીયન એંડ ટેમ્પરન્સ સોસાયટી માટે ઑ૦ સેક્રેટરી મી૦ દીનશાહ શાપુરજી મસાની, બી. એ. એ નં૦ ૨૪-૨૮, પારસી બજાર, કોટ, મુંબઈમા પ્રગટ કર્યું છ.

# ફ્રશો-ગર્દના બ્લૉક વિષે બે બોલ.

આ "ફ્રરશેખ ફરજંદ ફ્રશો-ગર્દ" ના બેરતા પાચમા સાલની ખુશાલીમા દાદાર હોરમજદના સદ હજાર શુક્ર ગુજારી, તમામ કુદરતમાં કાર્ય કરતી અમશાસ્પદો, મીનો, દએ, ફરોખ, યજદો જેવી મીનોઇ નુરી શક્તિઓની દાદાર હોરમજદ સાથની હમશરીક બીશ્કારીને યાદ કરી, વખ્શુરે વખ્શુરાન રમ્જ-ગો અશો સ્પિતમાન જરથુશ્ત્ર સાહેબ જેવા બુલદમા બુલદ "આસ્ને વીર" ની સમજણ શક્તિ સાથના ઇલ્મોના ઇલ્મ ધરાવનાર નામવર સાહેબનું નામ જબાન ઉપર લઇને, આ મુબારક બાળક "ફ્રશો-ગર્દ" ને લાબી દુરસ્તી ભરેલી ખુશાલ જીંદગી બખ્શવા માટે તેના ખુદા પાસે ઘણીજ બાકસારીથી દુવા ચાહીને, "ઇલ્મ" ની તલબ કરનારા હમદીન બસ્તેકુસ્તીઆનો માટે સતરમી વાર જાહેરમા હાજર થવાની આ બાળક રજા લે છે.

જણાવવાની રજા લેવામા આવે છે કે આ મુબારક અંકમાં અધીપતીની પોતાની આરટીકલ જોવામા આવશે નહી, અને બાસ વધુ લાયક અને માનવત કલમને જગ્યા આપવાને ખાતર અધીપતીની આરટીકલ હાલ તુરત મોકુફ રાખવામા આવી છે. આ વખતના અંકના પુઠા ઉપર નજર કરતાજ "ફ્રશો-ગર્દ"ના વાચનારને રોશન થાય છે કે "ફ્રશો-ગર્દ" પોતાના લેબાસમા આ વખતથી પહેલવહેલીવાર એક નવાં ચિત્ર સાથના પુઠામા સજ થઇને પોતાના ખુદાનાં ચાહવાથી જાહેર થાય છે. આ પુઠાની ઉપર જે ચિત્ર જોવામાં આવે છે તે ચિત્રની ઉસુન યાને મૂળ (origin) જરથોસ્તી ઇલ્મે ક્નૂમના માનવત ઉસ્તાદ સાહેબ મી૦ બેહેરામશાહ નવરોજી શરાફને આભારી છે. તેવણ સાહેબને આ "ફ્રશો-ગર્દ" ની જે નેમો રાખવામા આવી છે તે નેમોને અનુસરતો એક કાયમ ખાસ ચિત્રરૂપે આપવા માટે અરજ કરવામા આવી હતી, અને તે અરજને માન આપી તેવણ સાહેબે આ ચિત્ર પાડવા માટેનો ખ્યાલ આપવાની મેહેરબાની કરી હતી. આ ચિત્રની તુલોતવીલ સમજણ ખુદ એવણ સાહેબ તરફથીજ આપવામા આવે તો તે વધારે વાજબી ગણાય એવા વીચારથી આ વખતે "ફ્રશો-ગર્દની તાવીલ" એવા મથાળા હેઠળ એવણ સાહેબની પોતાની આરટીકલ પ્રગટ કરવામાં આવી છે. આ ચિત્રના સબધમા હાલતુરત એટલુંજ જણાવવુ પુરતું થઇ પડશે કે એ ચિત્રમા જે બધા "સેયારાઓ"ના નામો જેવા કે "કએવાન," "બરજીસ," "હાસમ," "ખુર," "નાહીદ," "તારદ," "દએ," તથા

"દફ્એ" માંથી આવતાં "ચીત્ર," તથા તે "ચીત્ર"ને પકડી લેનાર એક "ઉરૂ" થઇને આગળ વધેલુ "ફ્રશો–ગર્દ" પામેલું ઉરવન અને અરવાહી આલમના "ઝરેહ" નામના ત્રણ વિશાળ વીસ્તારમાં તે "ચીત્ર"ને ઉતારવામાં આવે છે તે ત્રણ વીસ્તારો "ઝરેહ વરકશ," "ઝરેહ ફ્રાકર્દ," અને "ઝરેહ પુઇતીક," તથા વચ્ચો-વચમાં આ દુન્યા યાને "ખનીરથબામી" અને તેની ઉપરની "જમાદાત" યાને ખનીજ પેદાયશ, "નબાદાત" યાને ઝાડપાન પેદાયશ, "હૈવાનાતે મુતલક" યાને જાનવરો અને "હૈવાનાતે નાતેકા" યાને માનવી—વગેરે ચીજો જોવામા આવે છે, તેની શરૂઆતની સમજણ આ વખતની આરટીકલ બહુ ધ્યાનથી વાચ્યાથી મળી શકશે, અને ભવિષ્યમા વધુ ખુલાસાથી એ બાબેની સમજણ પણ ભવિષ્યની એવણ સાહેબની આરટીકલોમા ખુદાનુ ચાહવું છે તો મળી શકશે. આ ચિત્રમા ખનીરથબામી ઉપર જે "જાનવરો, માનવી" વગેરે પાડવામા આવ્યા છે તેટલો ભાગ ઇંગ્રેજી લેખક અને કવિ ઑલીવર ગોલ્ડસ્મીથ (Oliver Goldsmith) ની "હીસ્તરી ઑવ ઍનીમેતેડ નેચર" (History of Animated Nature) નામની કેતાબમાથી એમનુ એમ લેવામા આવ્યું છે, અને એ ભાગ "ફ્રશો-ગર્દ"ના અયામ વખતે તમામ જાનદાર પેદાયશ કેવી રીતે "ગોસ્પદી તેવીષી" ધરાવતી થઇને એક-સંપી અને એકદીલીથી સુલાહ અને શાતીથી રહે છે તેનો ઘણોજ સરસ ખ્યાલ આપે છે. તેટલા માટે હાલતુરત "ફ્રશો-ગર્દ"ના પુઠા ઉપરના બ્લૉક ચિત્રની ઉપર કઇબી લંબાણ લખવાની જરૂર નથી, કારણ કે એ બાબેની સમજણ આપવાની મતલબથીજ મી૦ બેહેરામશાહ ન. શરાફે પોતે પોતાની જબાનમા પહેલવહેલીવાર જાહેર લખાણ આપી આ અંકને દીપાવવાની મેહેરબાની ફરમાવી છે.

મી૦ બેહેરામશાહ ન. શરાફનો "ફ્રશો-ગર્દ" સાથનો સંબધ અમારા દીનદાર વાચનારાઓને અત્યાર આગમચનો રોશન છે. "ફ્રશો-ગર્દ"ના અત્યાર સુધીમા બહાર પડેલા ચાર પુસ્તકોમાની એડીટોરીયલો તેમજ એવણની પરવાનગીથી લખાયલી આરટીકલો એવણ સાહેબ તરફથી મેળવેલા દીની ઇલમને સીધી કે આડકતરી આભારી છે, અને "ફ્રશો-ગર્દ" જરથોસ્તી ધર્મના લખાણની બાબદમા જે આજની ચહડયાતી પંકતીએ પુગવા પામ્યુ છે તે પણ એઓ સાહેબની ઉદાર માયા મેહેરબાનીથીજ બની શકયુ છે. આપણે ઇચ્છીશુ કે હાલમા એઓ સાહેબે કીધેલી નવી મેહેરબાનીથી "ફ્રશો-ગર્દ"

ચાલુ ઉંચ અને ઉંચ સ્થીતીએ પુગતુ રહી, જે જરથોસ્તી દએનની ઉચ સેવા ખાતર ફરશૌ-ગર્દે જન્મ ધારણ કર્યો છે તે ઉંચ સેવા ઘણા લાંબા વખત સુધી બજાવ્યા કરે !

આ વખતની નવી આરટીકલના સંબંધમાં સહેજ ખુલાસો કરવાની જરૂર છે. જરથોસ્તી દએને ક્નૂમના લખાણ માટેની ભાષા "અવસ્તા, પહેલવી, પાજંદ, અને ફારસી" લોગતીક શબ્દો (Technical Nomenclature) થી ભરપુર હોય છે, અને તેટલા માટે સાધારણ ગુજરાતી વાચનાર માટે એ ભાષા સમજવી ઘણી મુશ્કેલ થઇ પડે છે. આ મુશ્કેલીને કેટલેક દરજ્જે ઓછી કરવાને માટે અધીપતી તરફથી સરળ ભાષામા ગોઠવેલી, પણ અસલ આરટીકલ લખનાર તરફથીજ મેળવેલી સમજણ સાથની **આંકડાવાર "નોટ"*** લખાણને છેડે આપવાનું ધોરણ અખત્યાર કરવામા આવ્યું છે, કે જેથી અસલ લખાણ સમજવામા સવલતા થઇ પડી વાચનારને લખાણનો જોશ બરાબર ધ્યાનમાં ઉતરી શકે. જરથોસ્તી દએને ક્નૂમનું લખાણ જે તમામ "દએનોનો દએન" યાને સૌથી બુલંદ મરતબાનુ જ્ઞાન (Science of Sciences) છે, તે બીજી દરેક સાયન્સના લખાણની માફક પોતાના લોગતો (technicalities) વાપર્યા વગર બરાબર રીતે સમજી શકાય તેનું નથી, અને તેથીજ "અવસ્તા, પહેલવી, પાજંદ તથા અસલ ફારસી લફજ" યાને શબ્દોમાં અસલ લખાણ કરવાની ફરજ પડે છે; પણ આ "લોગતીક લફ્જ" (technical terms) એક વાર તેની વ્યાખ્યા (definitions) અને ભાવાર્થ (connotations) સાથે બરોબર ધ્યાનમા ગોખ્યા પછી જરથોસ્તી દએને ક્નૂમના લખાણો સમજવામાં શરૂઆતનાં જેટલી મુશ્કેલી પડતી નથી, અને જે પ્રમાણે કોઇબી સાયન્સના અભ્યાસીનો અનુભવ હોય છે તેમ એકવાર લોગતો (technicalities) ઉપર કાબુ મેળવ્યા પછી તે સાયન્સ સાથે તદન ઓળખીતા (at home) થવાઇ શકાય છે, તે પ્રમાણે જરથોસ્તી દએને ક્નૂમ સમજવામાં ધીમે ધીમે સહેલો થતો જાય છે.

---

* આ "**આંકડાવાર નોટ**" થી બે ફાયદા થશે. એક તો આ વખતનુ લખાણ સમજવામા સવળતા થશે, તેમજ હવે પછીનાં ભવીષનાં લખાણોમા જ્યારે આવા લોગતીક શબ્દો ફરીફરીને આવશે ત્યારે તેના ખુલાસા માટે આ **આંકડાવાર નોટ**નો હવાલો સોપવામાં આવશે, જેથી ઘડી ઘડી વપરાતા એકનાએક બોલો વારવાર સમજાવવાની જરૂર રહેશે નહી.

એવટે આ નવી આરટીકલના સંબંધમાં વધુ એટલું જણાવવાની જરૂર છે, કે આ મુબારક ત્રીમાસીકનુ નામ જે "ફ્રશૌ-ગર્દ" રાખવામાં આવ્યું છે, તે "ફ્રશૌ-ગર્દ" શબ્દ પોતાની અંદર કયો મ્હાન ઉંડાણ અર્થ સમાવી દે છે, તેનો સંક્ષેપરૂપી (outline) ખ્યાલ આપવાને ખાતર આ લખાણ કરવામાં આવ્યું છે, અને જે વહેદાન્યત યાને નમુનેદાર છેડા (Ideal Goal) તરફ ઉરવનની વૃદ્ધિ કરીને ઉરવનની બાતેન શક્તિઓ ખીલવીને ઉરવનને "સરશોકે ઉરૂ" (the Essence of Unfoldment) વૃદ્ધિના અર્કમા લઇ આવવાનુ છે, તે ખુલ દમા ખુલંદ નેમનો ખ્યાલ દમેદમ જીંદગી દરમ્યાન ચાલુ રાખવાની મતલબથીજ આ મોતેબર નામ આપવામા આવ્યુ છે. આ "ફ્રશૌ-ગર્દ" પોતે પહેલવી જબાનનો શબ્દ છે, તથા તેનુ અવરતારૂપ "ફ્રષો-કેરેતી" (Fresh-rendering, Renovation, Unfoldment) યાને ઉરવનનુ તાજેહ થવુ, ઉરવનની વૃદ્ધિ આમ થાય છે, એ પ્રમાણે ફ્રશૌ-ગર્દ વોલ્યુમ ૧, અંક ૧ માં અધીપતીની શરૂઆતની આરટીકલમા અવસ્તાના ફકરાઓ ટાકીને સમજણ આપવામા આવી હતી, અને તે ઉપર વાચનારનું પાછું ધ્યાન ખેચવામા આવે છે. તે વખતની આપેલી ઉપર ટપકેની સમજણ સાથે આ વખતની નવી આરટીકલમા આપેલી "તાવીલ" યાને ઉંડાણ સમજણ બેઉ એકમેકની સાથે એકી વખતે વાંચ્યાથી આ "ફ્રશૌ-ગર્દ" શબ્દનો બહોળો ભાવાર્થ કેટલો બધો ઉંડો છે, અને આપણી જીંદગીની દરેક પળ ઉરવનની વૃદ્ધિને ખાતર "ફ્રશૌ-ગર્દ" નાજ "મીશ્ન" યાને વીચાર, "ફ્રશૌ-ગર્દ" નાજ "સ્તોત" યાને શબ્દવાણી, તથા "ફ્રશૌ-ગર્દ" નીજ "કાર-રવાઇ" યાને કામકાજ, ચાલુ રાખવાની કેટલી બધી જરૂર છે, તેનો કંઇક ખ્યાલ આવી શકશે.

અને હવે "ફ્રશૌ-ગર્દ" માટેના કાયમ મુદ્રાલેખ (Motto) પીકચરના ખ્યાલ તથા "ફ્રશૌ-ગર્દ" **ની તાવીલ** યાને ઉંડાણ સમજણ આપનારી આરટીકલ—એ બેઉને માટે આ બાળક "ફ્રશૌ-ગર્દ" તથા તેની માતા "ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી" તરફથી મી૦ બેહેરામશાહ નવરોજી શરાફનો અંતઃકરણપુર્વક ઉપકાર માનવાની સાથે આ આરટીકલ ખુદાની મહેરબાનીથી પ્રગટ કરવામા આવે છે, અને ભવિષ્યમાં એવી અનેક આરટીકલો એવણ સાહેબ તરફથી ચાલુ મળતી રહે, અને હમદીન બસ્તેકુસ્તીઆનોમા જરથોસ્તી દીનનો મોતેબર ધરમ આ રીતે ફહેલાવા કરવા માટે એવણ સાહેબ લાંબી, તનદુરસ્તી ભરેલી, ખુશાલ જીંદગી ભોગવે એવી દુવા તે સાહેબ તરફથી ચાહવામાં આવે છે! આમીન!—**અધીપતી.**

# 'ક્રશો-ગર્દ'ની તાવીલઃ

## 'ક્રશો-ગર્દ'ને કેટલા મરતબામાં ગણેલી છે?

### જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમથી એની તપાસ.

લખનાર—બેહેરામશાહ નવરોજી શરાફ.

હકીકત[૧]માં સૃષ્ટીના પેદા કરનાર દાદાર અહુરમજદ અને મારેફત[૧]ની અંદર અષાઉનાંમ ફ્રવષી,[૨] અમશાસ્પંદો,[૩] મીનો,[૩] દએ,[૩] ફરોખ,[૩] યજદ[૩] અને દરેક જીરમ[૪]ના ગાથાઓ[૫]ને નમન કરી, ને એઓ સાહેબોના તનાસુલી[૬] સીલસીલાને ખનીરથ બામીની ઉપર અમલ કરનાર સરોશ યજદ અને તેવણની જુફ્ત[૭] મેહેર યજદ અને રશ્ને રાસ્ત યજદ—અને ખનીરથ બામીના અહુ[૮] અને રતુ[૮]ની તુફેલ[૯]માં દસ્તુરાંન દસ્તુર સાહેબ "સતુશ"[૧૦]—અને તેવણનો સીલસીલો ધરાવનારા દસ્તુર આદરબાદ મારેસ્પંદ[૧૧]—અને તેવણથી તનાસુલીમા[૧૨] આવેલા દસ્તુરાંન દસ્તુર સ્રોષા-વરેજ મજ્દબાન[૧૩] કે જેઓ વસીલે[૧૪]-સરોશથી વખ્શુરે વખ્શુરાંન[૧૫] અશો સ્પીતમાન જરથોશ્ત સાહેબના હાલી[૧૬] જાયનશીનો[૧૭] કે જેઓ દરેક સરશોક-ઇ-અષ-ખાઓ,[૧૮] અસ્મો-ખાઓ[૧૮], અષ્નો-ખાઓ[૧૮] અને અવલ મરતબાના એરેજો.ઇશ-ખાઓ[૧૮]ની તુફેલથી જે આએ ખનીરથબામી ઉપર તેહેદરયાત[૧૯] ચાલુ રહેલો છે,—તે સર્વેને ખાકસારી નમન કરીને મુજ હકીર[૨૦]ના નાકેશ મીગ્રથી અને જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમની લાઇનથી "ફ્રશો-ગર્દ"[૨૧]ની ઉડતી તપાસ લઇશું.

વખ્શુરે વખ્શુરાંન રજ્જ-ગો[૨૨] અશો સ્પીતમાન જરથોશ્ત સાહેબના અકવાલો[૨૩]થી એઓના જાયનશીનો એવું ફરમાવેછે કે "ફ્રશો-ગર્દ" જુફ્ત[૨૪]ને કાયદે જુફ્તી[૨૪]માં અમલમાં મેલાયછેઃ યાને અવલ[૨૫] **"ફ્રશો-ગર્દ કુલ્યાતી"**[૨૬], અને દુયમ[૨૭] **"ફ્રશો-ગર્દ જુઝવાવી"**[૨૬],—યાને **"ફ્રશો-ગર્દ કુલ્યાતી"** થી મોરાદ એ

છે કે જે વખતે **નુર-ઉલ-અનવાર**[૨૮]નો જે પહેલો ફ્રોગ[૨૯] જે "નીરૂ"[૩૦]ને નામે ઓળખાય છે તેની મજ઼્દરયાત[૩૧] "અઓજ઼[૩૦], તગી[૩૦] અને જો઼ર"[૩૦] એમ સીલસીલાબંધ મજ઼્દર[૩૧] થાય છે, અને એ છેલ્લી "જો઼ર" ની મજ઼્દરયાતથી જે કારદાની[૩૨] "જ઼ર-વાનહે-દરેગો-ખદાતહે"[૩૩]ના છેલ્લાં 'મહીન-ચર્ખ'[૩૪]માં મુન-તઇ[૩૫] થાય છે, તે નુકતા[૩૬]થી જ્યારે નીચે જણાવ્યા પ્રમાણે હસ્તી[૩૭]માંથી નીસ્તી[૩૭] થઇને તે નીસ્તી હસ્તીમાં સોશન[૩૮] થાય છે, તે આખરી મરતબાને "**કુલ્યાતી ફ્રશો-ગર્દ**" કરીને કહેવામાં આવે છે,—યાને "નીરૂ" ના તબક્કાની અંદરથી સૃષ્ટીને પેદા કરનાર હોરમઝદને પેદા થવાનાં મરકજ઼ ઉપર જ્યારે "**નુર-ઉલ-અનવાર**" નો નુકતો "નીરૂ" ના તબક્કામાંથી પસાર થાય છે ત્યારે સીલસીલાબંધ ફ્રવશીઓ,[૩૯] અકલો,[૪૦] ઉરવાનો, જે તેહેદરયાતમાં[૪૧] આવે છે તુફેલે જ઼રવાન,[૪૨] અર્શો-તખ્ત[૪૩] અને હોનવર,[૪૪]—પછી ફ્લ્કે[૪૫] નહમ,[૪૬] ફ્લ્કે હસ્તમ,[૪૬] કે જે તુફેલે ફ્રોખ ફ્રવદીન, બેહમન અમશાસ્પંદ, અર્દીબેહેસ્ત અમ-શાસ્પંદ, અને ખોરદાદ અમશાસ્પંદ[૪૭] છે,—પછી ફ્લ્કે હફતમ,[૪૬] ફ્લ્કે શશમ,[૪૬] ફ્લ્કે પન્જુમ[૪૬] અને ફ્લ્કે ચહારૂમ[૪૬] પોતાના તુરફા[૪૮] દરજાથી તુફેલે આબાન, હોરમજ઼્દ યાને અમશાસ્પંદોના વડા, બેહેરામ યજ઼્દ પીરોજ઼ગર અને ખોરશેદ યજ઼્દ[૪૯], અને તેઓનાં ઉરવાન[૫૦] તેશ્તર તીર, અમરદાદ અમશાસ્પંદ, શાહેરેવર અમશા-સ્પંદ અને મેહેર યજ઼્દ છે, અને તેઓના જીરમો,[૫૧]—જીરમે કયવાન,[૫૨] જીરમે બરજીસ,[૫૨] જીરમે હાસમ[૫૨] અને જીરમે ખુર[૫૨] છે,—પછી ફ્લ્કે સીવમ,[૪૬] ફ્લ્કે દુયમ[૪૬] અને ફ્લ્કે અવલ[૪૬] છે, કે જેઓનાં જ઼રવાનો[૫૩] તેહેદરયાતી[૫૪] આદરોમાં[૫૫] સમાયલા છે કે જેનો સીલસીલો આતર અહુરહે મજદાઓ પુથ્ર,[૫૬] આતરે બેરેજી઼-સવંઘહ,[૫૭] આતરે ખુરદાદ,[૫૮] આતરે ફ્રોબા,[૫૯] આતરે ગુશસ્પ,[૬૦] અને આતરે બુરજીન મેહેર[૬૧] છે : કે જે છેલ્લા ચાર આતરોમાં આતરે ફ્રોબા સીવાય બીજા ત્રણ આતશો તનજ્જુલ[૬૨]માં સમાઇ જાય છે; અને એ નેહ ફ્લ્કમાં[૬૩] દો[૬૪] મરતબાની અંદર યાને પહેલો

મીનોઇ[૬૫] અને બીજો જીરમાની[૬૫] ખતમ થયા પછી,—ત્રીજા અરવાહી[૬૫] મરતબાની અંદર આતરે મીનો કરકો[૬૬]થી આ સૃષ્ટીનું પેદાયશનું મુળ જે સ્તોત યસ્ન[૬૭]થી મુસ્તસલાએ કુયમ[૬૮]ની અંદર જે ચાર આક્ષીચાનો[૬૯] યાને અરબા અનાસરો[૬૯] જણાયલા છે,—યાને આતશ,[૭૦] બાદ,[૭૦] આબ[૭૦] અને ખાક,[૭૦]—તેમાં આદર વાઝીસ્ત,[૭૧] આદર ઉરવાઝીસ્ત[૭૨] અને આદર સ્પેનીશ્ત[૭૩]માં સ્તોત[૭૪] મુનતઇ[૩૫] થઇને મવાલીદે સલાસી[૭૫] યાને આ ખનીરથબામી[૬૫] ઉપરનાં ત્રણ ફરજંદો[૭૫]—જમાદાત,[૭૬] નબાદાત[૭૬] અને હયવાનાત[૭૬]—જેમા ઉપલા બે[૭૭], આલા[૭૮], અદના[૭૮] અને મ્યાના[૭૮] દરજ્જાથી ભરપુર થયલા છે અને નીચલા એકથી બે નુકતા જે વહેંચાઇ ગયલા છે—જે મુતલક[૭૯] અને નાતેકા[૮૦] છે—તે નાતેકાની અંદર આતરે દારા,[૮૧] આતરે નૈરયોસંઘહ,[૮૨] આતરે બોરેહ,[૮૩] અને આતરે ફરાહ[૮૪]—જે આ દુન્યાંની અંદર જે દરેક વૃદ્ધિની કારદાની[૮૫] ચાલુ રહેલી છે તે કારદાનીનો ઇન્ફાલ[૮૬] લાવવાને વાસ્તે સરોશ યજદની તુફેલથી અને અષ[૮૭] અને વોહુમનંઘહના[૮૮] દએન[૮૯]થી ઉપલા મજકુર ચાર આતરો[૯૦]ની મારેફતથી હોરમજદની વૃદ્ધિ કરવાની ઇચ્છાથી જે બેપણાંને કાયદે આ સૃષ્ટીની ખાસ્તર[૯૧] જે બેપણાંમાં મસ્ત[૯૨] થઇને ગોમ્બ[૯૩] રહેલી છે તે અસરે તારીકી[૯૪]ને અસરે રોશની[૯૪]ની અંદર ઉપલા સીલસીલાથી અશોનાંમ ક્રવશી[૯૫]નો દરજ્જો ધરાવીને જે દરેક જીરમમાંથી ઉરવાન કુદરતના પ્રગટીકરણના કાયદાથી જે બેરેજીસ્ત[૯૬] જીરમની અંદર આવીને જે ચહડતા મરતબાનું આબેદપણું[૯૭] અથવા સાલેકપણું[૯૭] હાંસેલ કરે છે એવાં હાંસેલ્યાતી સમેત[૯૮] ઉરવાનોથી આપણાં ઉસ્તાન[૯૯]ના દરેક સ્વાન્યા[૧૦૦]એ સ્વાન્યાના નફસ[૧૦૧]ની અંદર જે અસરે તારીકીને અસરે રોશનીમાં ફેરવવાની જે શકતી વ્યાપી રહેલી છે, અને જે શકતીના ઇન્ફાલ[૧૦૨] તરીકે પાછી આ સૃષ્ટિ યાને ખનીરથબામીના "નફસે મવાલીદા"[૧૦૩]થી દરેક પેદાયશના આતરો[૧૦૪] સીલસીલાબંધ યાને આતરે સ્પેનીશ્તથી આતરે ઉરવાઝીસ્તમાં, આતરે ઉરવાઝીસ્તમાંથી આતરે વાઝીસ્તમાં, અને આતરે વાઝીસ્તમાથી આતરે મીનો કરકો-

માં, અને આતરે મીનો કરકોમાંથી આતરે તનજ્જુલી[૧૦૫] આતરે બુરજીન મેહેરમાં, અને તનજ્જુલી આતરે બુરજીન મેહેરમાંથી તનજ્જુલી આતરે[૧૦૫] ખુરદાદમાં, અને તનજ્જુલી આતરે ખુરદાદમાંથી તનજ્જુલી[૧૦૫] આતરે ગુશસ્પમાં, અને તનજ્જુલી આતરે ગુશસ્પમાંથી તુરફા[૧૦૫] દરજ્જાના આતરે બુરજીન મેહેરમાં, અને તુરફા દરજ્જાના આતરે બુરજીન મેહેરમાંથી તુરફા[૧૦૫] દરજ્જાના આતરે ગુશસ્પમાં, અને તુરફા દરજ્જાના આતરે ગુશસ્પમાંથી ખાલેસ[૧૦૬] મુકવ્વી[૧૦૭] આતરે ક્રોબામાં, અને ખાલેસ મુકવ્વી આતરે ક્રોબાની મારેફતથી તુરફા[૧૦૫] આતરે ખુરદાદ યાને સમેતે–અહુનવર[૧૦૮]માં, અને આતરે ખુરદાદમાંથી મુનતઇ થઇને આતરે બેરેજી–સવંધહ અને આથ્રો અહુરહે મજદાઓ પુથ્રના મુસ્તસલાએ અવલ[૧૦૯]ની અંદર ઉરવાન ગયર–હોવીયત[૧૧૦]થી જે અકલ[૧૧૧]માં દાખલ થાય છે,— અને શાખા–એ–દુયમ[૧૧૨]થી આતશે વોહુ–ફ્રયાંન[૧૧૩]ના બે મરતબાથી યાને હેવાનાતે મુતલક[૧૧૪]થી હેવાનાતે નાતેકા[૧૧૪]ની અંદર, અને હેવાને નાતેકામાંથી મરકજે વરજમી[૧૧૫]ની મારફતે દાદારે ગેહાંન દીન[૧૧૬]માં દાખલ થઇ, અને દાદારે ગેહાંન દીનમાંથી કેશ્વર[૧૧૭] વોઉરૂ–બરસ્તી[૧૧૮]માં દાખલ થઇ, અને કેશ્વર વોઉરૂ બરસ્તીમાંથી કેશ્વર વોઉરૂ–જરેસ્તી[૧૧૯]માં દાખલ થઇ, અને કેશ્વર વોઉરૂ–જરેસ્તીમાંથી કેશ્વરે અરેજહી[૧૨૦]માં દાખલ થઇ, અને કેશ્વરે અરેજહીમાંથી કેશ્વરે સવહી[૧૨૧]માં અને કેશ્વરે સવહીમાંથી કેશ્વરે ફ્રદદફષુ[૧૨૨]માં દાખલ થઇ, અને કેશ્વરે ફ્રદદફષુમાથી કેશ્વરે વીદદફષુ[૧૨૩]મા દાખલ થઇ, અને બેરેજીસ્ત બરજીસી જીરમ[૧૨૪]ની મારેફતથી ખએત્વદથ[૧૨૫] થઇ, દરેક ઉરવાનો ઉપર જણાવેલા દરેક તનજ્જુલ અને તુરફા આદરો[૧૨૫ક] ની અંદરથી દાખલ થઇ, કે જે તનાસુલી નવમાં આસ્માનની ઉપર ગયર–હોવીયત[૧૨૬]ના ઉરવાનો અકલમાં[૧૨૭] દાખલ થઇ અને જ્યાંથી પાછી નુકતાએ અવલ[૧૨૮]ની સૃષ્ટિ પાછી પેદા થાય છે તે મરકજને "**ક્રૌશો–ગર્દે અવલ યાને કુલ્યાતી**" (Collective) કરીને કહેવામાં આવે છે.

અને "**ફશો-ગર્દે જીજવાવી**" ઇલ્મે ક્ષ્નૂમમાં વખ્શુરે વખ્શુરાંન રમ્ઝગો અશો સ્પીતમાન જરથોસ્ત સાહેબે એમ જાહેર કીધું છે કે દરેક ઉરવાન-ઇ-નાતેકા[129]એ પોતીકી જીરમના તબક્કા પ્રમાણે અને પ્રગટીકરણના કાયદાથી આગલ વધીને બેરેજીસ્ત જીરમની અંદર દાખલ થઇને જ્યારે ખ્એત્વદથ થાય છે તે ખ્એત્વદથ થવાની તરીકતો જે આદમોથી પોતપોતીકા જીરમનાં પ્રમાણ પ્રમાણે પળાતી આવેલી છે તેનાં ઇન્ફાલ તરીકે આએ ખનીરથ બામીની ઉપર અષ-વહીસ્ત[130]ના કાયદાથી યાને રાદી વ્યવસ્થા[131]ના કાયદાથી જે વ્યવસ્થા કરીને જે ઉપર જણાવેલી તનાસુલી શકતીઓ[132]માંની છેલ્લી શકતી જેને "જો.ર"[132] કરીને કહેવામાં આવે છે તે "જો.ર" લઇને યાને તેવી શકતી બરપા કરીને, જે આએ સૃષ્ટીની રચનાની અંદર ખનીરથ બામીની પેદાયશ કરવાને વાસ્તે જે ઉપરનાં આસ્માનો જે એકએકની ગરદેશ[133]થી જે દૌર[134] અને દ૦વાર[135] કરી રહેલાં છે, તેમજ નીચેના ખનીરથ બામીપરના નાતેકાઓ[136] જે "અઇપી"[137] અને "પઇરી"[138] કુદરતના નીર્માણ કીધેલાં મરકજ.[139]માં બાંધી રહેલા છે તે બંધારણનાં ઇન્ફાલની અંદર ખનીરથ બામીપરના આબેદો[140] અને સાલેકો[140] પોતીકા દો દસ્ત બસ્તા[141] કરીને, જે વોહુ-ચીશ્ર[142] ઉપર જણાવેલાં દૌર અને દ૦વારથી જરેહ-વરકશ[143], જરેહ ફ્રાકર્દ[144] અને જરેહ-પુઇતીક[145]માથી તે ચીશ્રને પસાર કરાવીને આએ ખનીરથ-બામીની ઉપર તે ચીશ્રોને પોતીકા કેશાશ[146]માં લઇ જે કુદરતના ઇન્સાફ અને હદ જે રાદી મુનતઇ[147] થયલાં છે, તેમાં પોતે દરેક યજદી શકતીઓની સાથે "યજમઇદે"[148] થઇ યાને એકતાન થઇ, "અઓર્જે—નીમ્"[149] હાંસેલ કરે છે, કે જે હાસેલ કીધાથી તગીની સાથે જોડાઇને જે ઉરવાન-ઇ-નાતેકા આ ઉપર જણાવેલી સીલસીલાબંધ કારદાનીથી બીજા નાતેકાઓને તેનો ઇન્ફાલ આપી પોતે ઇન્ફાલ લઇને જે પોતીકા ઉરવાનને કુદરતનાં નેમનાં મરકજ ઉપર આગલ વધવાને વાસ્તે જે તબક્કા-પર પોતે ઉભો રહે છે તે તબક્કાના વખતને પણ "**ફશો-ગર્દે જીજવાવી**" (Individual) કહેવામાં આવે છે.

તેથીજ આ અંકમાં બહાર મુખડાપર આપેલાં ચીત્રની અંદર એક આબેદ પૃથ્વીની ઉપર પોતીકા દએનની અને મીનો મારેસ્પંદ[૧૫૦] ની મારેફતમાં રહીને બધી રાદી વ્યવસ્થા ઉપર જણાવેલી કરીને ઉપર લખ્યા પ્રમાણે અષ-ચીથ્ર [૧૫૧] અને વૉહુ-ચીથ્ર[૧૫૧] નીચે ઉતારીને આ દુન્યાની દરેક પેદાયશને "અસરે રોશની"ના હોશમાં રાખીને દરેક પેદાયશને એકએકમાં 'યનમઈદે' યાને એકતાન કરે છે—યાને દરેક જાનવરો—ખરફસ્ત્રી[૧૫૨] યા ગોસ્પંદી[૧૫૨]—બધાંને એકસરખાં રાખે છે તેનો ભાસ ઉપલાં ચીત્રમાં આપવામાં આવ્યો છે.

અને જે ઉપલાં ચીત્રની અંદર જે બરજીસી સૈયારા[૧૫૩]ની આકૃતી દેખાડેલી છે તે બરજીસી સૈયારા હમેશાં "અસરે રોશની" ના ઇન્કાલ તરીકે ખાલેસી[૧૫૩]માં મુકરર થયલા છે, અને જે કયવાની સૈયારાની આકૃતી દેખાડવામાં આવી છે તે સૈયારો સ્તોતના જમીલા[૧૫૪]ની ઉપર મુકરર થયલા છે, અને જે હાસેમી સૈયારાની આકૃતી દેખાડવામાં આવી છે તે સૈયારા ક્ષથ્ર-વઇર્ય[૧૫૫]ની શકતી ઉપર હમેશાં મુકરર થયલા છે, અને જે નાહીદ સયારાની આકૃતી ઉપલા ચીત્રમાં દેખાડવામાં આવી છે તે સયારા ક્ષથ્ર-વઇર્યની તુફેલથી ગોસ્પંદી તેવીષી[૧૫૬]ની ઉપર મુકરર થયલા છે, અને જે અતારદ સૈયારાની જે આકૃતી દેખાડેલી છે તે સૈયારા "મુમ્તેજઝ"[૧૫૭] યાને ઉપલો દરેક સૈયારો જે જે કારદાનીપર મુકરર થયલો છે તે દરેકની અસર લઇ શકે છે, અને ઉપલાં ચીત્રની અંદર ખુર સૈયારાની જે આકૃતી દેખાડેલી છે તે દરેક સૈયારાના દવ્વાર અને ગરદેશથી જે પ્રવાહ ઉત્પન્ન થાય તે પ્રવાહને પોતીકાની "મેગ્નેટાઇઝ"[૧૫૮] કરવાની ઉપર મુકરર થયલા છે, અને જે દએ[૧૫૯] સૈયારાની આકૃતી આપેલી છે જેની અંદરથી અષ-ચીથ્ર[૧૬૦] અને વૉહુ-ચીથ્ર[૧૬૦] નીકળે છે કે જે ઉપલા દરેક સૈયારાઓ એકએક સાથે દવ્વાર અને ગરદેશ કરી રહેલા છે તેનો પ્રવાહ જે ખોરશેદ યજદ મેગ્નેટાઇઝ કરી રહીને જે નીચેના દએને આપે છે તે દએ પેલા મેગ્નેટાઇઝ કીધેલા પ્રવાહોની અંદરથી કુદરતના પ્રગટીકરણને કાયદે કેશાશના પરીણામે અહડતી ઉતરતી અસ્પંદી[૧૬૧]ની અંદર

જે ચીઝ બહાર આપે છે તે પેલા પૃથ્વીપરના ઉભેલા આબેદો અને સાલેકો લઇને આએ પૃથ્વીની ઉપરની 'વયુ–ઉપર–કઇય[૧૬૨]' યાને વાતાવરણુની અંદર પોતીકી ઉપર લખ્યા પ્રમાણેની મેળવેલી જોરની શક્તીથી વાતાવરણુની ગોમેજગી[૧૬૩]ને ફેરવીને તઇગી[૧૬૩]માં લાવે છે, જે તઇગીમાંથી મેહેરના સાત તબક્કા[૧૬૪]માંથી જે રવા[૧૬૪] યાને કીરણો પસાર થઇને જે સાલેકો અને આબેદોની અઇપી અને પઇરીની અંદરથી આરપાર આવીને યાને Penetrate થઇને આ ખનીરથ બામીની, ઉપર કુદરતનો અચુક "મોઅદલ[૧૬૬]" અને "મોહદુદ[૧૬૬]" યાને 'ઇન્સાફની જમા[૧૬૭]' અને 'હદની જમા' નો ઇન્ફાલ વ્યાપી રહે છે ત્યારેજ દરેક હેવાને મુતલક યા હેવાને નાતેકાની તેવીષી ખરફસ્ત્રીમાંથી ફેરવઇને ગોસ્પંદીમાં બરપા થાય છે, તેથીજ આ ખનીરથ બામીની ઉપર "ક્શો–ગર્દે **જીુજવાવી**" નો અમલ ફેલાઇને રાજ કરે છે.



## ઊપર આપેલાં "ફ્રશો-ગર્દની તાવીલ"નાં લખાણની આંકડાવાર નોટ:

### એક ખુલાસો.

**"ફ્રશો-ગર્દની તાવીલ"** ("તાવીલ" એટલે બારીક ઊંડાણુ સાયન્ટીફીક સમજણુ) એ મથાળા તળે જરથોસ્તી ઇલ્મે ક્નૂમના માનવંત ઊસ્તાદ સાહેબ બેહેરામશાહ નવરોજી શરાફ તરફથી જે સૌથી ઊમદા અને દીની ઇલ્મથી ભરપુર આર્ટીકલ આ અંકમાં ઊપર પ્રગટ કરવામાં આવી છે, તેમાં જે જે શબ્દો ઊપર આંકડાઓ આપ્યા છે, તે શબ્દોની બધી મળીને આશરે **૧૯૭ "આંકડાવાર નોટ"** સરળ એબારતમા ફેટળ કાઢવામાં આવી છે, જેથી જરથોસ્તી ઇલ્મે ક્નૂમના એક સાચ્ચા ખંતીલા દીલસુઝ અભ્યાસીને ઊપલાં લખાણની બાબદ તુલોતવીલ વીગતવાર સમજવામાં ઘણી સેહેલાઇ થઇ શકશે એવી આશા રાખવામા આવે છે જો દરેક વાચનાર ધીરજ રાખી, શરૂઆતમા ઊપર આપેલી અમારી અધીપતીની નોંધમા જણાવ્યા મુજબ અમલ કરી, લખાણમા આવતા દરેકે દરેક શબ્દની નોટ પહેલે મોંહડે ગોખી, ફરીફરીથી આ લખાણનો લાઇને લાઇનનો અભ્યાસ કરશે તો ખચીત આ બીકટ બાબદ આસ્તે આસ્તે સેહેલ થવા પામશે, એમ અમો અનુભવથી કહીએ છીએ.

વળી આ બધી **"આંકડાવાર નોટ,"** ભવીષમા **ફ્રશો-ગર્દ** ચોપાન્યાંમાં જરથોસ્તી ઇલ્મે ક્નૂમને લગતી જેબી બાબદો ખુદાની મેહેરબાનીથી આવવા પામે તેની એક સત્તાવાર **"ઈલ્મે ક્નૂમ—ફરહંગ"** (યાને Dictionary=શબ્દકોષ) તરીકે પણ બહુ કામ લાગશે, અને ભવીષનાં લખાણોમાં ચોકસ બોલની સમજણુ માટે અમો જ્યારે આ પ્રમાણે હવાલો આપીશું કે 'જુઓ **ફ્રશો-ગર્દ પુ૦ ૫, અંક ૧, નોટ ૧ લી કે ૧૧૧ મી** વીગેરે," ત્યારે તે વખતે આ ઠેકાણે જોઇ લેવાની વાચનારને અરજ કરવામા આવે છે. આથી જે શબ્દો જરથોસ્તી ઇલ્મે ક્નૂમના ખાસ લોગતો (Technical terms) છે તે ઘડી ઘડી જ્યારેબી આવશે ત્યારે તેની લંબાણુ તુલોતવીલ સમજણુ દરેક અક વખતે પ્રગટ કરી **ફ્રશો-ગર્દ**ના સફા ઘડી ઘડી રોકવાની આ રૂઢીને લીધે જરૂર રહેશે નહિ. તેટલા માટે, દરેક વાચનારને **ફ્રશો-ગર્દ**ના પુસ્તકોની સંપુર્ણ ફાઇલ બંધાવી રાખવા ઊપર આ તર્ફે માનપુર્વક ધ્યાન ખેંચવામાં આવે છે.

વળી, કેટલાક ફારસીના શરૂઆતના અભ્યાસીને જાણીતા ઘણા સહેલા શબ્દોના અર્થનો પણ આ **"આંકડાવાર નોટ"**માં અમોએ સમાવેશ

કર્યો છે, જેથી ફારસી ભાષા જેવી આપણી અસલી ચીઠ્ઠી માદર જબાનથી તદન બેનસીબ રહેલા શખ્સો પણ ચાહે તો ઊપલી આર્ટીકલ તેની બની શકતી સંપુર્ણતામા ઊકલાવી તથા ગૃહણ કરી શકે એજ સબબથી, ઊપલાં લખાણમાં જે રસીલી ફારસી વાકય-રચના (Persian Construction & Idiom) આવી ગઇ છે તેવાં આખાં વાકયના વાકયો પણ "નોટ"મા સમજાવવાને અમોએ બનતુ કર્યું છે દાખલા તરીકે, **નોટ નં૦ ૧૪** ની અંદર **"જેઓ વસીલે-સરોશથી"** એ વાકયનો ખુલાસો એમ આપ્યો છે કે "જેઓ (યાને સ્ત્રોષા-વરેજ મર્જબાન) ના સરોશના વસીલાથી" "વસીલે-સરોશ"મા "સરોશ" શબ્દ છઠ્ઠી વિભકતીમાં છે, કારણ કે તેની આગમચના "વસીલે" શબ્દના "લે" ની અંદર ફારસી છઠ્ઠી વિભકતીનો "ઇ" પ્રત્યય ફારસી વ્યાકરણ મુજબ આવી ગયો છે, અને "વસીલે-સરોશ" એટલે "સરોશનો વસીલો" એમ સમજવું. એજ પ્રકારની ફારસી વાકય-રચના **નોટ નં૦ ૧૮, નં૦ ૩૯ થી ૪૪, નં૦ ૪૯, નં૦ ૫૨, નં૦ ૧૧૯ માં** સમજાવવામાં આવી છે એ ઊપરાત, બીજી તરેહની વાકય-રચના પણ બનતાં સુધી સમજાવવામા આવી છે

વળી, ઊપલા લખાણમા નવેનવ આસ્માનોને લગતી સૃષ્ટી-રચનાનું જે ટુંક અસરકારક બયાન આવે છે તેને વધારે ખોલાસેવાર અને વાચનાર ગોખી શકે તેમ સમજાવવા માટે, એક સુંદર ખેચાણકારક **ચાર્ટ** કોઠા રૂપે **નોટ નં૦ ૪૫ થી નં૦ ૬૫** સામે આપવામા આવ્યો છે, જે માટે પણ અમો માનવંત ઊસ્તાદ સાહેબનો ઊપકાર માન્યે છીએ.

સેવટે, આ ઊપરથી અમારા કદરદાન વાંચનારાઓ જોઇ શકશે કે તેઓને આવી રીતનુ ઊમદા જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમનુ જ્ઞાન સંપાદન કરવામા કેટલી બધી સગવડ, સવળતા તથા સેહેલાઇ ફ્રશો-ગર્દ પોતાના ખુદાની મેહેરબાનીથી કરી આપવા તત્પર છે. હવે **નોટ** આકડાવાર આપીશુ :

---

### ૧. હકીકત ; મારેફત—

જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમા "ઇલ્મ" ની દરેક શાખાના જે ચાર મોટા વીભાગો કરવામાં આવ્યા છે તે ચાર વીભાગોના નામો આ પ્રમાણે છે :—

૧. **તરીકત** યાને રસ્તો (procedure) એટલે કે શરૂઆતના દરેક આમદને લગતા કાયદાઓનો જમીલો યાને સંગ્રહ

૨. **મારેફત** યાને મદદ આપનાર (agency) એટલે કે સૃષ્ટિ રચનામાં જે સીલસીલા યાને ચાલુ સંબંધોનો કાયદો કાર્ય કરે છે તેમા કોઇબી એક ચીજ બીજી ચીજની મદદ યાને મારેફતથી પોતાની ખીશ્કારી

બજાવી આગળ વધી શકે છે, અને આવી મદદ યાને મારેફતને લગતા કાયદાઓનો સંગ્રહ "મારેફત" તરીકે ઓળખાય છે.

૩. **હકીકત** યાને સચ્ચાઇ (the Truth) એટલે કે કોઇબી બાબદમાં "તરીકત" તથા "મારેફત" વાપરીને જેથી કઇ હાસલ કરવામાં આવે, જેથી સચ્ચાઇનો સરશોક તેહસીલ થવા પામે તે "હકીકત" તરીકે ઓળખાય છે

૪. **વહેદાન્યત** યાને એકપતા (the One Point) એટલે કે કોઇબી બાબદમા જે સૌથી છેલ્લામા છેલ્લી એક નેમ રાખવામાં આવી હોય કે જેને ખાતર "તરીકત", "મારેફત" તથા "હકીકત" જાણવાની જરૂર પડી હોય તે સેવટની નેમનુ મરકજ "વહેદાન્યત" તરીકે ઓળખાય છે.

આ ચારે શબ્દો હમેશાં ઇલ્મેની દરેક શાખા તથા પેટા શાખામાં તથા ચમનમાં પોતપોતાના જુદા જુદા મરતબા પ્રમાણેની મુરાદ યાને અર્થ (connotation) ધરાવે છે

## ૧. અષાઉનાંમ ફ્રવષી—

સૃષ્ટિરચનામાં જે બધી અણદીઠ શક્તિઓ વૃદ્ધિને માટે ખીજ્કારી બજાવી રહી છે, તે શક્તિઓમાનો એક વર્ગ "**અષાઉનાંમ ફ્રવષી**" તરીકે ઓળખાય છે, અને આ "**અષાઉનાંમ ફ્રવષી**" ને લગતાં ઊરવનો, તમામ પેદાયશને વૃદ્ધિની લાઇનમા ચાલુ મદદ કરવાને માટે પ્રવાહો પહોંચાડયા કરે છે. એ "**અષાઉનાંમ ફ્રવષી**" ને લગતી ખીજ્કારીનુ બ્યાન ઘણે ભાગે "**ફ્રવરદીન યશ્ત**" માં રજુમાં આપવામાં આવેલુ છે તમામ ઊરવનોના જે ચાર દરજ્જા જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં સમજાવવામાં આવેલા છે, અને જેઓના અવસ્તા નામ—"નબાનજ-દીશ્તનાંમ ફ્રવષીનામ", "પઓઇરયો-ટકએષનાંમ ફ્રવષીનાંમ", "અષોનામ ફ્રવષીનાંમ" (એ લોગતની સમજણુ માટે જુઓ **નોટ નં૦ ૬૫**), તથા "અષાઊનામ ફ્રવષીનામ", તરીકે જણાવેલાં છે, તેમાંનો એક દરજ્જો "અષાઊનામ ફ્રવષી" બતાવે છે.

## ૨. અમશાસ્પંદો, મીનો દએ, ફરોખ, યજદ—

મીનોઇ તથા ગુરાની આલમની ચહડ ઉતર અનુક્રમી મરતબાની મહાન હોશધાર શકિતઓ, કે જેઓ કુલ કુદરતનો કારોબાર ચલાવવામાં ભાગ લે છે. આપણા ત્રીશે રોજનાં નામો એ બધી શકિતઓ ઊપરથી આપવામાં આવેલાં છે, અને તે દરેકના દરજ્જા મુજબ અમશાસ્પંદ, મીનો, દએ, ફરોખ કે યજદનો એલકાબ લાગુ પાડવામાં આવે છે.

### ૪. જીરમ—

રોશનીનો ગોળો, જે દરેક સાતે આસ્માનો ઊપર કાર્ય કરતું જુરનું મગજમ યાને જથ્થો છે. આ સાતે આસ્માનોની જીરમનાં નામ માટે, જુઓ નોટ નં૦ ૪૫ થી નં૦ ૬૫ મા આપેલો ચાર્ટ.

### ૫. જીરમના ગાથાઓ—

કુદરતને અમુક કાયદે, ઊરવન મીનોઇ આલમમાંથી "અયદાદ" યાને સખ્યાને કાયદે ૨૭ વીભાગો થઇને પછી તેના ૭૨૯ વીભાગો થઇને જ્યારે અસંખ્ય વીભાગો થતા જઇ "નીસ્તી" ની આલમો તરફ ઊતરે છે, તે વખતે જે ઊરવનો દરેક જીરમની અંદર પોતાના લાયક સ્તોત, તથા જરવાન તથા ઊરૂના સરશોકને લીધે તે જીરમમા દુખુલ યાને દાખલ થાય છે, તે ઊરવનોમાનું પેશ યાને સઊથી આગળ વધેલુ ઊરવાન દરેક જીરમના સાહેબ યાને દરેક જીરમના "ગાથા" તરીકે ઓળખાય છે.

### ૬. તનાસુલી—

ચાલુ અણદીઠ સંબધથી જોડાયલા (continued).

### ૭. જુફ્ત—

હમકાર યાને સાથે મળીને કાર્ય કરનાર (co-operator)

### ૮. અહુ—

Lit. દીનનો સરદાર

### રતુ—

Lit. દુનિયાનો સરદાર

### અનીરથ બામીના અહુ અને રતુ—

વખ્શુરે વખ્શુરાંન અશો સ્પીતમાન જરથોસ્ત સાહેબ.

### ૯. તુર્કેશ—

વસીલો, સીલસીલો (Vice-authority)

### ૧૦. સતુશ—

જરાતોસ્ત સાહેબના જમાના પછી જે લાંબો વખત સુધી આંધા-ધુધી વ્યાપી રહેલી હતી અને આશ્મોગો ઘણા વધી પડેલા હતા, તેઓ સમજાવેલા નહી સમજ્યાથી સામાને અવલના જમાનામા જે તે વખતના મોટા દસ્તુરાન દસ્તુર સાહેબ **સતુશ** કરીને કહેવાતા હતા તેવણે પોતીકા પએગામ્બર સાહેબના વસીલાથી જે 'આમેલી તોર' યાને પોતાની અમલ્યાતી શક્તિની ઊપર દીનને આરાસ્તે કીધી તે દસ્તુર સાહેબનું નામ સતુશ.

## ૧૧. આદરબાદ મારેસ્પંદ.

દસ્તુરાંન દસ્તુર આદરબાદ મારેસ્પંદ સાસાની શાહનશાહતના વખતમાં એક મોટા આબેદ યાને પરહેજગાર દસ્તુર હતા. જરથોશ્તી ધર્મ પરાગંદે થયા પછી એકથી અનેકવાર તેને પાછો સજીવન કરવામા આવ્યો હતો, અને આવા દીનને તાજી કરનારા આબેદ સાહેબોમાંના એક દસ્તુર આદરબાદ હતા, અને તેવણ "રદ" યાને દીનના સરદાર તથા "રાઈનીદાર" યાને દીનને પાછી આરાસ્તે કરનાર તરીકે પહેલવી જબાનમા ઓળખાયલા છે જે તમામ અવસ્તા જબાનના ભણતરો વદીદાદ, યશ્તો, ગાથા, ઈજશ્ને, વીસ્પરદ, વગેરે છે તે તમામ વખ્શુરે વખ્શુરાન રમ્જગો અશો જરાતોશ્ત સાહેબના પોતાના "માથ્ર" ના કલામોના ૨૧ નુસ્કમા રચાયલાં ભણતરો-માંના બચી રહેલા છે, અને જે તમામ પાજંદ ભણતરો જેવા કે "પતેત પશેમાની", "આફ્રરીન", નીરંગો, દુવાઓ વગેરે હાલ આપણી પાસે છે, તે પાજંદ ભણતરો દસ્તુર આદરબાદ મારેસ્પંદ જેવણ જરથોશ્તી દએનના ઊસુલ્યાતી "મીથ્ર" તથા "સ્તોત" ના કાયદાની સમજણ ધરાવનાર હતા, તેવણે તે "મીથ્ર" ના "સ્તોત" ના કાયદાને આધારે આ બધા પાજંદ ભણતરો રચી આપેલા છે એ પાજંદ ભણતરોની મુખ્ય ખુબી તેમાં સમાવેલા મીથ્ર યાને "વિચાર" ના જોશમા રહેલી છે, અને અસલ અવસ્તા બંદગીમા જ્યાં જ્યાં ખાસ મીથ્ર કરવાનો કાયદો હતો ત્યાં ત્યાં પાજંદ ભણતરો મુકી આપીને દસ્તુર આદરબાદ મારેસ્પંદે ભવિષ્યની ઓલાદ માટે ઘણીજ કીમતી સેવા બજાવી છે આ દસ્તુરાન દસ્તુર સાહેબ પોતે અશોઈ પરહેજગારીમા પોતાના મરતબા મુજબ ઘણા આગળ વધેલા હતા, અને તેથી તેવણ સાહેબમા કુદરત તરફથી બશારત પામવાની શક્તિ તથા બીજી મોજેજા બતાવે એવી શકિતઓ ખીલેલી હતી તેવણ સાહેબે ઘણાં પહેલવી લખાણો પણ કરયા હતા, અને તેમાના બે લખાણો "અંદરજ-ઈ-આદરબાદ મારેસ્પંદાન" તથા "પંદનામે-ઈ-આદરબાદ મારેસ્પંદ" ઘણા જાણીતાં છે જરથોશ્તો દએનમાં "મીથ્ર" બંદગી તેમજ દરેક બાબદમાં ઘણોજ અગત્યનો ભાગ બજાવે છે, અને મીથ્રના કાયદાને આધારે હાલની જમાનામાં મીથ્ર ખોરવાઇ જવાને લીધે તે અસલ મીથ્ર સાચવી રાખવાની મતલબથી મીથ્રને મુકાબલે "પતેત પશેમાની" તથા પાજંદ ભાષામાં બીજાં વાકયો, નીરંગો વગેરે રચીને અસલ દીનના મીથ્રને ટકાવીને પહેલવહેલાં સાબેત કરવાની શરૂઆત કરનાર સાહેબ દસ્તુર આદરબાદ હતા એ દસ્તુર સાહેબે જે ઘણા મોજેજા બતાવ્યા હતા તેમા પોતાની છાતી ઉપર પીગળાવેલું કાંસું રેડીને લોકોના વાચારો જરથોશ્તી દીન ઊપર સાબેત કદમ કરી આપ્યા હતા તે વાત દરેક પહેલવી અભ્યાસીને ઘણી જાણીતી છે જે દસ્તુરી બરશ્નુમ લેતી વખતે એક યઓજદાથ્રેગર મોબેદને આપવામા આવે છે તે દસ્તુરીમા અશો સ્પીતમાન જરાતોશ્ત સાહેબના નામ પછી "બ દસ્તુરી-ઈ-આદરબાદ મારેસ્પંદ" એમ દસ્તુર આદરબાદ સાહેબના નામથીબી દસ્તુરી

લેવામાં આવે છે, કારણકે જરથોસ્તી દએનને પાછી સજીવન કરનાર મ્હાન આપેદ સાહેબ તેવણ હતા.

### ૧૨. તનાસુલીમાં—

ચાલુ સીલસીલામા

### ૧૩. ઓષા-વરેજ મજ઼્બાન—

હાલી જમાનના દીનના દરેક નુકતાઓની પાસ્બાની કરનારા ગોષ્નશીન રહેલા સાહેબ જે ટોળાના એવણ સાહેબ વડા છે તે સાહેબ-દેલાન છે, કારણકે હાલના જમાનામા તે લોકો "દેલ" પર મુસ્તકીમ કાબુ રાખનારા હોવાથી તેઓ "સાહેબ-દેલ" ગણાય છે.

### ૧૪. જેઓ વસીલે-સરોશથી—

યાને જેઓના સરોશના વસીલાથી યાને તુફેલથી

### ૧૫. વખ્શુરે વખ્શુરાંન—

પેગામબરોના પેગામ્બર ૮૧,૦૦૦ વરસના એક "જ઼રવાનહે દરેગો-ખદાતહે" (જુઓ નોટ નં૦ ૩૩) માં ફકત એકજ વખ્શુરે વખ્શુરાંન સાહેબ થઇ શકે છે

### ૧૬. હાલી—

હાલના વખત (present time) ના.

### ૧૭. જાયનશીનો.

જગ્યા લેનારા (successors).

### ૧૮. સરશૌક-ઈ-અષ-ખાઓ, અસ્મો-ખાઓ, અષ્નો-ખાઓ, એરેજો઼ઈશ-ખાઓ.

**સરશૌક** એટલે અર્ક

જરથોસ્તી દએનમાં જરથોસ્તી ઇલ્મે ક્નૂમ પ્રમાણે ચાર **"ખાઓ"** યાને ધર્મના મુળ જણાવવામા આવેલા છે. આમાના ત્રણ 'અસ્મો-ખાઓ' 'અષ્નો-ખાઓ' ને 'એરેજોઇશ-ખાઓ'—દરેક બીજા ધર્મનાં મૂળ તરીકે પોતપોતાના મરતબા મુજબ હોય છે. પણ **"અષહે-ખાઓ"** યાને અષોઇનું મુળ ફકત જરથોસ્તી દએનનુંજ પોતાનુ છે આ 'અષહે ખાઓ' હોવાને લીધેજ જરથોસ્તી દએનમા તમામ ૭૨ મરતબાની અશોઇને લગતા બારીક ફરમાનો આપવામા આવેલાં છે.

**અસ્મો-ખાઓ**—યાને આસ્માનને લગતુ મૂળ. એ ઊપર જણાવેલા ચાર "ખાઓ" માનું એક છે, અને દરેક બીજા ધર્મમા પોતપોતાના મરતબામા "અસ્મો-ખાઓ" ની અસર રહેલી હોય છે.

**અષ્નો-ખાઓ**—યાને જીરમનું મુળ એવી ચાર "ખાઓ"-માંનું એક છે, અને દરેક જુદા જુદા ધર્મોમા જે જુદી જુદી ખાસ્યતો પોતપોતાના મરતબામાં રહેલી છે તેનુ ખાસ કારણ તે તે ધર્મને લગતી જીરમના "અષ્નો-ખાઓ" ને લીધે છે

**એરેજોઇશ-ખાઓ**—યાને સચ્ચાઇનુ મુળ. એવી ઊપલા ચાર "ખાઓ" માંનું એક છે, પણ જરથોસ્તી દએનમા "એરેજોઇશ-ખાઓ" ના જે બે મરતબા છે તેમાનો અવલ યાને ચહડતો પહેલો મરતબો અમલમાં મુકવાનું ખાસ ફરમાન છે યાને 'સચ્ચાઇને ખાતર સચ્ચાઇ'નો કાયદો પાળવા જણાવ્યુ છે, જયારે બીજા ધર્મોમાં ફકત દુયમ યાને ઊતરતા મરતબાનો 'એરેજોઇશ-ખાઓ' યાને ફકત સચ્ચાઇ શીખવવામાં આવી છે

**૧૮. જેઓ દરેક સરશોક-ઈ-અષ-ખાઓ........તુફેલથી.**

યાને જેઓ દરેકમા 'અષ-ખાઓ, અસ્મો-ખાઓ, અષ્નો-ખાઓ તેમજ ચહડયાતા મરતબાના એરેજોઇશ-ખાઓ, નો જે સરશોક પડેલો છે તેના સીલસીલાને લીધે.

**૧૯. તેહેદરચાત—**

આગળ વધવુ (progress), વૃદ્ધિની ક્રીયા

**૨૦. હુકીર—**

નાચીજ, સેવક.

**૨૧. ફ્રશો-ગદ—**

એ અવસ્તામાં આતશ ન્યાએશ તથા બીજાં ભણતરોમાં આવતા "**ફ્રષો-કેરેતી**" શબ્દનું પહેલવી રૂપ છે, અને એનો બોલેબોલ અર્થ "તાજું કરવાની ક્રીયા" (Rendering afresh) એમ થાય છે ઊરવનની વૃદ્ધિ તથા "નીસ્તી" ની આલમોની વૃદ્ધિનો બનાવ "**ફ્રશો-ગદ**" તરીકે ઓળખાય છે, અને તેની સહેજ સમજણ આપવાની મતલબ-થીજ આ આરટીકલ લખવામા આવી છે

**૨૨. રમ્જ-ગો—**

રમ્જ યાને ભેદમા બોલનાર તમામ અવસ્તા માથ્ર રમ્જમાં એવણે રચેલા હોવાથી આપણા પેગામ્બર સાહેબને એ એલકાબ આપવામા આવ્યો છે.

**૨૩. અકવાલો.**

ફારસીમાં "કૌલ" શબ્દનું બહુવચન 'અકવાલ' થાય છે, અને તેનો અર્થ "આપેલો વચન" યાને "મેહેર" એમ થાય છે વખ્શુરે વખ્શુરાન સાહેબે પોતાની "આસ્ને વીર," ના દરજ્જાની સૌથી બુલંદ સમજ શક્તિથી

સાષ્ટરચનાનો તમામ કાયદો સમજી લેઇને જે ફરમાનો આપેલાં છે તે ફરમાનોનુ પરીણામ કેવી રીતે આવશે તે પણ તેવણ સાહેબે જણાવેલું છે, અને આ પરીણામ બાબે તેવણ સાહેબના "વચનો" પોતાની ઊમ્મત યાને દીન પાળનારાઓને આપવા તેનુ નામ "અકવાલ" છે ફલાણી તરીકત પાળશો તો તેનો ફલાણો ઇન્શલ યાને નતીજો આવવોજ જોઇએ એમ જે વખ્શુરે વખ્શુરાંન સાહેબનુ કહેવુ છે તે "અકવાલ" તરીકે ઓળખાય છે, અને આ "અકવાલ" કદીમી ખોટા પડે નહી, કારણકે તેવણ સાહેબ "મહેર" પાળવામાં સૌથી આગળ વધેલા અને "કામેલ" યાને સંપુર્ણ હતા, અને તેવણ સાહેબનુ જ્ઞાન તદ્દન "કમાલ્યત" યાને સંપુર્ણતામા હતુ. તેથીજ એવણ સાહેબને '**નફ્સે અકવાલ**' યાને "કૌલોનુ રૂહ" કરીને પણ કહેતા હતા.

**૨૪. જીફ્તને કાયદે—**

કુદરતમા કાર્ય કરતા બેપણાંને કાયદે.

**જીફ્તીમાં—**

બેપણામા.

**૨૫. અવલ—**

પેહલો.

**૨૬. કુલ્યાતી—**

સામટી રીતે (generically, collectively)

**જીજ્વાવી—**

છુટી રીતે (specifically, individually)

**૨૭. દુયમ—**

બીજો

**૨૮. નુર-ઉલ-અનવાર—**

રોશનીઓની રોશની યાને સૌથી ચહડતા પ્રકારનુ **નુર** યાને રોશની અને ઝળકાટ. તમામ સૃષ્ટિ-રચનાનુ મૂળ કે જેની તરફથી ચારે આલમો જે અમુક કાયદાથી—મીનાઇ, જીરમાની, અરવાહી અને જીસ્માની—જાહેર થાય છે, અને જે મૂળ વિષે બોલી શકાય નહી, વીચારી શકાય નહી, જેનુ નામ આપી શકાય નહી એવુ કામેલમા કામેલ, તદ્દન સંપુર્ણ, ઝળકાટવાળુ **નૂર.** એજ ખ્યાલને માટે "**શએદાન શએદ**" યાને ઝમકાટોનો ઝમકાટ એવો શબ્દથી વાપરવામા આવે છે The Unknowable, The Unthinkable, The Unspeakable and The Unnameable.

**૨૯. ફરોગ—**

"મીનોઇ આલમ" માં પડદા, બે સરશોકની વચ્ચેનું મરકજ.

### ૩૦. નીરૂ, અઓજ, તગી, જોર—

આ ચાર "નીરૂ", "અઓજ", "તગી", અને "જોર" નો સાધારણ અર્થ કુવત યાને શક્તિ થાય છે, પણ એ દરેક જુદા જુદા દરજ્જા નીચે મુજબ ધરાવે છે, અને તેઓના નામ હાલ પાજંદ આફ્રી-ગાનનો એન્તેદા યાને શરૂઆતમા ભણવામા આવે છે.

**નીરૂ**—એ ચાર શક્તિઓમાંની એક છે, અને જે શક્તિને લીધે તે **નૂર-ઉલ-અનવાર** જોકે સૃષ્ટિ-રચનામાં પોતે આમેજ નથી છતાં તે દરેક ચીજથી અજાણ નથી.

**અઓજ**—એ ચાર શક્તિઓમાંની બીજી શક્તિ છે, જેની મારફતે તમામ અમશાસ્પંદો તથા યજદો સૃષ્ટિરચનામા પોતાની ખીજ્મતગારી બજાવી શકે છે.

**તગી**—એમી ચાર શક્તિઓમાની એક છે, અને એ સરોશ યજદની ખાસ શક્તિ છે, અને ખનીરથ બામી યાને આ દુન્યામાં સરોશની બસારત પામનારને પોતાની અંદર "તગી" શક્તિ ખીલવવી પડે છે

**જોર**—એમી ચાર શક્તિઓમાંની એક છે, અને અવાઇનો અમલ રાખનાર યઓજદાગ્રેગર ક્રીયાની મારફતે યજદી પ્રવાહો સાથે "યજ" યાને એકતાન થઇ શકે એવી રીતની શક્તિ પોતાની અંદર ખીલવેલી હોય, તે શક્તિ "જોર" તરીકે ઓળખાય છે

### ૩૧. મજદરચાત—

શાખાઓનુ નીકળવુ.

### મજદર—

શાખા

### ૩૨. કારદાની—

કાર્યના ફળનો જરથો.

### ૩૩. જરવાનહે દરેગો-ખદાતહે—

ત્રણ જાતના "જરવાન" (જુઓ **નોટ નં० ૪૨**) યાને સૃષ્ટિ-રચનામાં કાર્ય કરતી ગતીમાની એક. આ ત્રણ જરવાનના નામો "જસમે અવધહે મઝદ" ની બંદગીમા નીચે મુજબ મલે છે: "જરવાનહે અકરનહે," "જરવાનહે દરેગો-ખદાતહે," અને "ટવાષહે ખદાતહે" "જરવાનહે દરેગો-ખદાતહે" નો અર્થ લાબા વખત માટે પોતાની મેળે ઉત્પન્ન થયલી ગતી અને વખત એમ થાય છે. "જરવાનહે અકરનહે" યાને 'હદ વગરની સૌથી પહુલી ગતી' ને આધારે આ બીજી ગતી "જરવાનહે દરેગો ખદાતહે" પોતાની ખીજ્મતગારી બજાવે છે ૮૧,૦૦૦ વરસનો એક "જરવાનહે દરેગો ખદાતહે" થાય છે, જેમાં નીચે જણાવેલા અનુક્રમે સાત જુદા જુદા હજારાઓ (millenıums) સમાઇ જાય છે.—

**એક "જ઼રવાનહે દરેગો-ખદાતહે" ના હઝારાઓનું બયાન:**

| હઝારો: | કેટલાં વરસનો? | હઝારો: | કેટલાં વરસનો? |
|---|---|---|---|
| ૧. બરજીસી (યાને બ્રહસ્પતીને લગતો) | ૧૧,૦૦૦ | ૫ તારદી (યાને બુધને લગતો) | ૧૩,૦૦૦ |
| ૨ હાસમી (યાને મંગલને લગતો) | ૧૭,૦૦૦ | ૬ દઐઇ (યાને ચદ્રમાને લગતો) | ૧૨,૦૦૦ |
| ૩. ખુરી (યાને ખોરશેદને લગતો) | ૪,૦૦૦ | ૭ કયવાની (યાને શનીને લગતો) | ૧૫,૦૦૦ |
| ૪ નાહીદી (યાને શુક્રને લગતો) | ૯,૦૦૦ | | |
| | | જુમલે.. | ૮૧,૦૦૦ |

## ૩૪. મહીન-ચર્ખ—

વખતનો સૌથી મોટો ચકરાવો (Aeon). જુદા જુદા (ખુર, બરજીસ, કયવાન, અને હાસમ, એ અનુક્રમને લગતા) આતશો (જુઓ **નોટ નં૦ ૪૫ થી નં૦ ૬૫ માં** આપેલા **ચાર્ટ**મા બતાવેલા આતશો) ના ચાર "જ઼રવાનહે દરેગો-ખદાતહે" થી એક આખો "**મહીન-ચર્ખ**" થાય છે

## ૩૫. મુનતઇ—

'મુનતઇ' એટલે જે સરશોકથી જે નુકતો પેદા થયો હોય તે નુકતો કુદરતના તેના સરશોક પ્રમાણે અમુક કાયદે તેની નીર્માણ થયલી જગાએ ઠરી ત્યાથી પોતાની ગોશ્કારીની શરૂઆત કરે છે તેવી રીતે ઠરવાની ક્રીયાને "મુનતઇ" શબ્દ લાગુ પડે છે.

## ૩૬. નુકતા—

બીંદુ (point)

## ૩૭ હસ્તી અને નીસ્તી—

એ બેઉ શબ્દો જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમા, ફારસી જબાનમાં સાધારણ રીતે જે અર્થ કરવામા આવે છે તેનાથી, તદન જુદા અને ઊડા અર્થ ધરાવે છે જે ચાર અનાસરોના બે મુખ્ય મરતબાઓ—સુક્ષ્મ અને સ્થુળ—જણાવવામા આવે છે તે બેઊ સુક્ષ્મ અને સ્થુળ મરતબાના અનાસરોની બનલી તમામ દેખીતી તેમજ અણદીઠ પેદાયશો "**નીસ્તી**" યાને Infoldment તરીકે ઓળખાય છે, અને આ પેદાયશોમાની સુક્ષ્મ અનાસરની પેદાયશને લગતો આલમ "**અરવાહી આલમ**" તરીકે ઓળખાય છે, અને સ્થુળ દેખીતા અનાસરોના બનેલી પેદાયશને લગતી આલમ "**જીસ્માની**" યાને આ સ્થુળ આલમ તરીકે ઓળખાય છે. "અરવાહી" આલમથીબી ઊપર જે બીજી બે આલમો રહેલી છે અને

જેની અંદર તમામ નુર યાને રોશની સીવાય કોઇબી અનાસરનો સેહુજબી સરશોક નથી તે બેઊ આલમોમાની પહેલી "**મીનોઈ**" આલમ તરીકે ઓળખાય છે અને બીજા મરતબાની "**ઝીરમાની**" યાને "**નુરાની**" આલમ તરીકે ઓળખાય છે આ બેઊ આલમોને લગતી જે અણદીઠ પેદાયશ કુદરતના કારોબારમા કાર્ય કરતી અમશાસ્પંદો યજદો વીગેરે જે શકિતઓ છે તે બેઊ આલમો "**હસ્તી**" તરીકે ઓલખાય છે. આ પ્રમાણે "હસ્તી" નો ઊસુલ્યાતી અર્થ આત્મીક હેયાતી (Spiritual existence) તરીકે થાય છે યાને કે જે કાઇ કુદરતમા છે અને હોવુંજ જોઇએ (**હસ્ત**-Is) તે "**હસ્તી**" તરીકે ઓલખાય છે "નીસ્તી" નો અર્થ તત્વોને લગતી હેયાતી (material existence) એમ થાય છે, યાને કે કુદરતમાં જે કાઇ નથી અને નહી હોવુ જોઇએ (**નીસ્ત**=Is not) તે અર્થ થાય છે આ બેઊ અર્થો સૃષ્ટી-રચનાનો એક મહાન કાયદો, જે "જુઝ" યાને બેપણા (Polarity) ના કાયદાને નામે ઓળખાય છે તે કાયદાની ખીશ્કારી બતાવે છે ઊરવાનોની વૃદ્ધિ કરવાને વાસ્તે તેની હરવેસ્પ-આગાહીથી અનાસર લઇ યાને કે પોતાની "નીસ્તી" કરીને ઊરવાનો અનાસરોની સુક્ષ્મતા વધારી વધારીને પાછાં પોતાની અસલ ઊરવાનીક હાલતમાં યાને "હસ્તી" તરફ જવાની સૃષ્ટી-રચનાની જે મહાન નેમ છે તે નેમ પાર પાડવાને ખાતર "નીસ્તી" ની આલમો બરપા કરવામાં આવી છે.

### ૩૮. સોશન થાય છે—

મળી જાય છે. Is absorbed.

### ૩૯. ફ્રવશીઓ—

દરેકે દરેક પેદાયશનો સૌથી અતલશ્મા અતલશ યાને શ્રેષ્ટ ભાગ (જુઓ **નોટ નં૦ ૯૯**). દરેકે દરેક પેદાયશની—ખુદ દાદાર હોરમજદનીબી ફ્રવશી અવસ્તામા જણાવેલી છે.

### ૪૦. અકલો—

કુદરતના કારોબારમા કામ કરનારી મહાન શકતીઓનો એક વર્ગ.

### ૪૧. તેહેદરચાત—

ચહડ ઊતર અનુક્રમ (Gradation)

### ૪૨. જરવાન—

ગતી motion (અવસ્તા "જરૂ" એટલે 'જુનુ થવુ, ચાલુ વપરાયા કરવુ' ઊપરથી). સૃષ્ટી-રચનામા જે સૌથી પહેલુ કારણ સૃષ્ટી-રચના કરવામા ખીશ્કારી બજાવે છે તે ઊસુલ્યાતી ગતી 'જરવાન' તરીકે ઓળખાય છે, અને હાલમા જરવાન શબ્દનો અર્થ 'વખત' તરીકે કરવામા આવે છે તે વખતનો ખ્યાલ બીજા મરતબાનો અર્થ (Secondary meaning)

છે, અને વખતનો ખ્યાલ, પહેલા મરતબાનો અર્થ (Primary meaning) જે "ગતી" છે તેની ઉપરથીજ ઊત્પન્ન થઇ શકે છે. એ "જરવાન" ના ત્રણ જુઝવાવી વીભાગો માટે જુઓ નોટ, નં૦ ૩૨.

### ૪૩. અર્ષો-તખ્ત—

યાને બસીત થવુ, આગલ થવુ, આગલ વધવુ અને ચોમેર ફેલાઇ જવું, અને પોતાનો અસલ સરશોક બહાર લાવવો (Expansion, Diffusion, Development).

એ શબ્દનું અવસ્તા રૂપ "ઊરૂ" છે ને તેનો અર્થ સાધારણ રીતે 'પોહોળુ' (Wide) કરવામા આવે છે, અને જે "ઊરૂ" શબ્દ ઉપરથી "ઊરવાન" યાને "આત્મા" શબ્દ નીકળ્યો છે, અને "ઊરવાન" નો સરશોક "ઊરૂ" યાને અર્ષો-તખ્ત યાને બસીત થઇ પોતાની અંદરની બાતેન શક્તીઓને ખીલવીને વૃદ્ધિ કરવાની છે

### ૪૪. હોનવર—

યાને સ્તોત, એટલે કે સૃષ્ટી-રચનાને પેદા કરવાનો સૌથી પહેલો બુલદમા બુલંદ નાદ યાને અવાજ (The Word Celestial of the Will of the Lord), જેને સાધારણ રીતે આપણે "અહુનવર" તરીકે ઓળખ્યે છીએ, અને જે "અહુનવર" ના નાદ ઉપરથી 'સ્તોત યસ્ન' યાને 'અવાજની ધ્વનીથી ઊત્પન્ન થતા રંગો (Vibrationary Colours) ને કાયદે' વખ્શુરે વખ્શુરાન સાહેબે "યથા અહુ વઇરયો" નો બુલંદ કલામ રચીને તે 'યથા અહુ વઇરયો' ના કલામ ઉપરથી તમામ અવસ્તા માથ્ર રચી આપ્યા છે (વળી જુઓ નોટ, નં૦ ૧૭)

### ૪૨, ૪૩, ૪૪. જરવાન, અર્ષો-તખ્ત, હોનવર—

સૃષ્ટી-રચનાની પેદાયશની મુળ શરૂઆત વખતે જે ચાર ઊસુલ્યાતી કાયદાઓ કાર્ય કરે છે તેઓ **'ફ્રવશી', 'જરવાન', 'અષોતખ્ત'** અને **'હોનવર'** તરીકે જણાયલા છે, અને આ બુલદ કાયદાઓમાં ઘણીજ બારીક સમજણ સમાયલી છે, અને સૃષ્ટી-રચનાની દેખીતી તેમજ અણદીઠ દરેક પેદાયશમા છેક અંદરખાનેથી આ ચારે કાયદાઓ કાર્ય કરી રહ્યા છે, અને "હસ્તી" તેમજ "નીસ્તી" ની ચારે આલમોમાં તમામ સૃષ્ટી-રચનાની ખીશ્કારી તેની હરવેસ્પ-આગાહીથી હમેશાં જાવેદાન સુધી આ ચાર કાયદાઓને આધારે, નીસ્તી અને હસ્તીના મરતબા પ્રમાણે, ચાલ્યાજ કરશે

### ૩૯ થી ૪૪. ફ્રવશીઓ.....હોનવર—

યાને જરવાન, અર્ષો-તખ્ત, તથા હોનવરના કાયદા મુજબ સીલસીલાબંધ ફ્રવશીઓ, અકલો અને ઊરવાનોનો જે ચડઊતર અનુક્રમ (gradation) બને છે.

# નવ આસ્માનોની રચનાનો ચાર્ટ યાને નકશો.

| આલમ. | આસ્માન યાને ફલક. (છેક ઉપરની આસ-મથી અહી ગણતા.) | દરેક આસ્માન કોણની તુફેલમાં? (ક) અકલ. | (ખ) ઉરવાન. | દરેક આસ્માનને લગતી જીરમ. | દરેક આસ્માનપર કાર્ય કરતો આતશ. | નોંધ. |
|---|---|---|---|---|---|---|
| (૧) મીનોઇ. | નવમુ (૯) | અકલે અવ્વલ યાને બેહમન | § ફરવર્દીન | આ બે આસ્માનોની જીરમ નથી. | આશ્રો અહુરહે-મઝ્દાઓ પુથ્ર. | * ૮ મા આસ્માન ઉપર ઉરતાન હોવાથી બન્ને અર્દીબેહેસ્ત અને ખોરદાદ જુફતથી સાથે કામ કરે છે ખોરદાદ, તે ગોહરે મુકરરદ દરેક પેદાયશને પોહોચાડે છે અને ગોયા ખાલેસ અકલની મીસાલ કામ કરે છે, અને અર્દીબેહેસ્ત અમશાસ્પદ રાદી વ્યવસ્થા કરે છે યાને ગોયા ઉરવાનની મીસાલ કામ કરેછે<br>§ નવેનવ આસ્માનોના ઉરવાનોના કુદરતી ક્રમઉપરથી આપણા જરથોસ્તી મહીનાઓના નામો "ફરવર્દીન" થી "દએ" સુધીના અનુક્રમે આપવામા આવ્યા છે, અને "ફરવર્દીન" મહીનો પહેલો કાય અને "દએ" દરમોજ કાય આવવો જોઇએ તે આ કોઠા ઉપરથી ઝટ સમજ પડે છે<br>૧૧ મા અને ૧૨ મા મહીનાનાં નામો અરવાહી આલમના "મીનો કરકો" ના તબક્કા આગલ કાર્ય કરતી 'બેહમન સાની" નામની મહાન શકિત ઉપરથી ૧૧ મો |
| | આઠમુ (૮) | અર્દીબેહેસ્ત* ખોરદાદ* | § અર્દીબેહેસ્ત* ખોરદાદ* | | આતરે બેરેઝીસવઘહ | |
| (૨) જીસ્માની અથવા ગેતી. | સાતમુ (૭) | આવા | § તેશ્તર તીર | કયવાન યાને સની | આતરે ખુરદાદ (તુરફા દરજજાના) | |
| | છઠ્ઠુ (૬) | હોરમઝદ અમશાસ્પંદોના વડા | § અમરદાદ | બરજીસ યાને બ્રેસ્પતી | આતરે ફ્રોબા (ખાલિસ) | |
| | પાંચમુ (૫) | બેહેરામ | § શહેરેવર | હાસ્રમ યાને મંગળ | આતરે ગુશસ્પ (તુરફા દરજજાના) | |
| | ચોથુ (૪) | ખોરશેદ | § મેહેર | ખુર યાને રવી | આતરે બુરજીન-મેહેર (તુરફા દરજજાના) | |
| | ત્રીજુ (૩) | ખોરદાદ | § આવા | નાહીદ યાને શુક્ર | આતરે ગુશસ્પ (તનજ્જુલ દરજજાના) | |
| | બીજુ (૨) | તીર યઝદ | § આદર | અતારદ યાને બુધ | આતરે ખુરદાદ (તનજ્જુલ દરજજાના) | |
| | પહેલુ (૧) | મોહોર | § દએ | દએ યાને ચંદ્રમા | આતરે બુરજીન-મેહેર (તનજ્જુલ દરજજાના.) | |

નોંધ ચાલુ } મહીનો "બેહમન" ગણાય છે, અને આ જીસ્માની આલમની ઉપર "સ્પેન્દારમદ" મવક્કલ હોવાથી, ૧૨ મો મહીનો "સ્પેન્દારમદ' નો ગણાય છે

## નં૦ ૪૫ થી નં૦ ૬૫.

**"ફ્લકે નહુમ"**......થી તે **"બીજો જીરમાની ખતમ થયા પછી"** સુધીની તમામ લાઇનોમા જે આસ્માનોની રચનાનુ બ્યાન આપવામાં આવ્યું છે તે વધારે ખોલાસેવાર સમજ પડી જાય એવી મતલબથી આ સામે એક **ચાર્ટ** યાને નકશો આપવામા આવ્યો છે, જેમા **નવ આસ્માનો** કેઇ કેઇ **આલમોને** લગતા છે, તથા તે આસ્માનો કઇ કઇ **અકલો** તથા કયા કયા **ઉરવાનોની** તુએલમા છે, તથા તેઓને લગતી **જીરમો** કઇ કઇ છે, તથા કયા કયા **આતશો** દરેક આસ્માન ઊપર કાર્ય કરે છે તે બધું કોઠારૂપે દેખાડવામા આવ્યુ છે

૪૫. ફ્લક—

આસ્માન

૪૬.

| | |
|---|---|
| **નેહુમ**—નવમુ | **ચહારૂમ**—ચોથું |
| **હશતમ**—આઠમુ | **સીવમ**—ત્રીજુ |
| **હફતમ**—સાતમુ | **દુયમ**—બીજું |
| **શશમ**—છઠ્ઠું | **અવલ**—પહેલું |
| **પંજુમ**—પાંચમું | |

**૪૭. જે તુએલે ફરોખ ફ્રવર્દીન, બેહુમન અમશાસ્પંદ, અર્દીબેહેશ્ત અમશાસ્પંદ અને ખોરદાદ અમશાસ્પંદ છે—**

યાને કે ફરોખ ફ્રવર્દીન, બેહમન અમશાસ્પદ, અર્દીબેહેસ્ત અમશાસ્પદ અને ખોરદાદ અમશાસ્પદની તુએલમા નવમુ અને આઠમું આસ્માન છે. વધુ સમજણ માટે જુઓ આ લખાણમાં આપવામાં આવેલો **નવ આસ્માનોની રચનાનો ચાર્ટ યાને નકશો.**

૪૮. તુરફા—

ચહડયાતા (Superior)

**આબાન—**

આવા યજદ.

**૪૮, ૪૯. પોતાના તુરફા દરજ્જાથી તુફેલે આબાન...... ........ખોરશેદ યજદ—**

યાને સાતમા, છઠ્ઠાં, પાંચમા અને ચોથા આસ્માનની અનુક્રમે **અકલો**—આબાન યાને આવા યજદ, હોરમઝદ યાને અમશાસ્પદોના વડા,

બેહેરામ યજદ પીરોજગર અને ખોરશેદ યજદ છે બધા આસ્માનોને લગતી **અકલો** માટે જુઓ આ લખાણમા આપેલો **નવ આસ્માનોની રચનાનો ચાર્ટ યાને નકશો.**

### ૫૦. તેઓનાં ઉરવાંન—

જુદાં જુદા આસ્માનોને લગતા '**ઉરવાંનો**' માટે જુઓ આ લખાણમાં આપેલો "**નવ આસ્માનોની રચનાનો ચાર્ટ યાને નકશો.**"

### ૫૧. તેઓની જીરમો—

અહી ફકત ચાર આસ્માનો—સાતમા, છઠ્ઠાં, પાંચમાં અને ચોથા—નીજ જીરમોનાં નામ આપવામા આવ્યા છે. સાતે આસ્માનોને લગતી **જીરમો** માટે જુઓ આ લખાણ સાથે આપેલો "**નવ આસ્માનોની રચનાનો ચાર્ટ યાને નકશો.**"

### જીરમ—

જુઓ **નોટ નં૦ ૪.**

### ૫૨. જીરમે કયવાન—

શનીની જીરમ.

### જીરમે બરજીસ—

બ્રહસ્પતીની જીરમ.

### જીરમે હાસમ—

મંગલની જીરમ.

### જીરમે ખુર

રવી યાને ખોરશેદની જીરમ.

### ૫૩. જરવાનો—

'જરવાન' શબ્દનું બહુવચન રૂપ 'જરવાન' માટે જુઓ **નોટ નં૦ ૪૨.**

### ૫૪. તેહેદરયાતી—

અનુક્રમવાર (Gradational)

### ૫૫. આદરો—

આતશો યાને કુદરતમા કાર્ય કરતી ગતીઓ (Units of Energy) જરથોશ્તી દએનમાં ઇલ્મે ક્ષ્નૂમ મુજબ ૧૬ મુખ્ય આતશો યાને ગતીઓનુ વર્ણન આવેલું છે, જેઓના નામ નીચે મુજબ છે:—

## સોળ આતશોનો કોઠો:

૧. આતરે અહુરહે મઝદાઓ પુથ્ર (જુઓ નોટ નં૦ ૫૧).
૨. આતરે બેરેજી–સવંઘહ (જુઓ નોટ નં૦ ૫૭).
૩. આતરે ખુરદાદ (જુઓ નોટ નં૦ ૫૮).
૪. આતરે ફ્રોબા (જુઓ નોટ નં૦ ૫૯).
૫. આતરે ગુશસ્પ (જુઓ નોટ નં૦ ૬૦).
૬. આતરે બુરઝીન મેહેર (જુઓ નોટ નં૦ ૬૧).
૭ આતરે મીનો કરકો (જુઓ નોટ નં૦ ૬૬).
૮. આદર વાઝીશ્ત (જુઓ નોટ નં૦ ૭૧.)
૯. આદર ઊરવાઝીશ્ત (જુઓ નોટ નં૦ ૭૨).
૧૦. આદર સ્પેનીશ્ત (જુઓ નોટ નં૦ ૭૪).
૧૧. આતરે વોહુ-ફ્રયાન (જુઓ નોટ નં૦ ૧૧૩).
૧૨. આતરે દારા (જુઓ નોટ નં૦ ૮૧).
૧૩ આતરે નેરયોસંઘહ (જુઓ નોટ નં૦ ૮૨).
૧૪ આતરે બોરેહ (જુઓ નોટ નં૦ ૮૩).
૧૫ આતરે ફરાહ (જુઓ નોટ નં૦ ૮૪).
૧૬. આતશે–વરાહરાન યાને આતશબેહેરામ.

ઊપલા કોઠામાના પહેલા ૧૫ 'આદરો' કુદરતી રીતે સીલસીલાબંધ ઊપલા અનુક્રમે પેદા થયા છે, અને મીનોઇ આલમથી તે અહી જીસ્માની આલમ સુધીની તમામ પેદાયશોનુ બનવુ અને ટકવુ એજ જુદા જુદા ૧૫ આતરોને આભારી છે ઊપલા કોઠામાં ૧૫ આદરોમાના પહેલા બે આતશો મીનોઇ આલમમાં કાર્ય કરે છે પછીના ચાર આતશો (નં૦ ૩, ૪, ૫, ૬) જીસ્માની આલમમા કાર્ય કરે છે (જુઓ **ચાર્ટ**). ત્યાર પછીના ચાર આતશો (નં૦ ૭, ૮, ૯, ૧૦) અરવાહી આલમને લગતા છે ત્યાર પછીના પાચ આતશો (નં૦ ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫) અહીની જીસ્માની યાને ખાકી આલમને લગતા છે. સોળમો આતશ "**આતશે વરાહરાંન**" (જેને સાધારણ રીતે '**આતશબેહેરામ**' તરીકે ઓળખ્યે છીએ) તે જરથોસ્તી દએનના કાયદા મુજબ મહાન ક્રીયાથી બનાવેલો આતશ છે, અને એ ઊપલા ૧૫ કુદરતી આતરોની શકતીથી સમેત્યાત થયલો હોવાને લીધેજ આપણી જરથોસ્તી દએનમા 'આતશ બેહેરામ'ને ૩૩ આલાતોમાનુ સૌથી મોટામાં મોટુ બુલંદ આલાત યાને હથ્યાર ગણેલું છે, કારણ કે સંપુર્ણ ક્રીયાથી પરઠાવેલા આતશબેહેરામની બીસ્કારી ઊપલા ૧૫ કુદરતી આતશોની માફક બહુ ચહડયાતા મરતાબાની અને તેઓની માફક કુદરતની 'રાદી' વ્યવસ્થામા મહાન ફાળો આપનારી વખ્શુરે વખ્શુરાન સાહેબે જણાવેલી છે.

### ૫૬. આતરે અહુરહે મજદાઓ પુત્ર—

નવમાં આસ્માન ઊપર કાર્ય કરતી સૌથી બુલંદ આતશની ગતીનુ નામ. (જુઓ ચાર્ટ યાને નકશો.)

### ૫૭. આતરે બેરેઝી-સવંઘહ—

આઠમાં આસ્માન ઊપર કાર્ય કરતી આતશની ગતીનું નામ (જુઓ ચાર્ટ.)

### ૫૮. આતરે ખુરદાદ—

સાતમા આસ્માન ઊપર તુરશ યાને ચહડતા મરતબામા તથા બીજા આસ્માન ઊપર તનજ્જુલ યાને ઊતરતા મરતબામાં કાર્ય કરતી આતશની ગતીનું નામ. (જુઓ ચાર્ટ તથા નોટ નં૦ ૧૦૫.)

### ૫૯. આતરે ફ્રોબા—

છઠ્ઠા આસ્માન ઊપર કાર્ય કરતી ખાલેસ આતશની ગતીનુ નામ (જુઓ ચાર્ટ તથા નોટ નં૦ ૧૦૬-૧૦૭ તથા નં૦ ૧૫૩ ક.)

### ૬૦. આતરે ગુશસ્પ—

પાંચમા આસ્માન ઊપર તુરશ યાને ચહડતા મરતબામાં અને ત્રીજાં આસ્માન ઊપર તનજ્જુલ યાને ઊતરતા મરતબામા કાર્ય કરતી આતશની ગતીનુ નામ (જુઓ ચાર્ટ તથા નોટ નં૦ ૧૦૫.)

### ૬૧. આતરે બુરજીન મહેર—

ચોથા આસ્માન ઊપર ચહડતા મરતબામા અને પહેલા આસ્માન ઊપર ઊતરતા મરતબામા કાર્ય કરતી આતશની ગતીનુ નામ. (જુઓ ચાર્ટ તથા નોટ નં૦ ૧૦૫.)

### ૬૨. તનજ્જુલ—

ઊતરતા (inferior) (એથી ઊલટો શબ્દ 'તુરશ'='ચહડયાતો' છે)

**જે છેલ્લા ચાર આતરોમાં.......સમાઈ જાય છે.—**

યાને આતરે ફ્રોબા સીવાય, આતરે ખુરદાદ, આતરે ગુશસ્પ અને આતરે બુરજીન મેહેર એ ત્રણ આતશો, તુરશ યાને ચહડયાતા અને તનજ્જુલ યાને ઊતરતા એમ બે મરતબામા, કાર્ય કરી રહયા છે ટુકમા, ઊપલા ત્રણ આતશો ચહડતા મરતબામા અનુક્રમે (respectively) સાતમા, પાચમા તથા ચોથા આસ્માન ઊપર કાર્ય કરે છે, તથા એજ અનુક્રમે લેતા ઊપલા ત્રણ આતશો ઊતરતા મરતબામા બીજા, ત્રીજાં અને પહેલા આસ્માનો ઊપર અનુક્રમે (respectively) કાર્ય કરે છે વધુ ખુલાસા માટે જુઓ ચાર્ટ [illegible]

### ૯૩. નોહ ફલક—

નવ આસ્માન (જુઓ ચાર્ટ)

### ૯૪. દો—

એટલે બે

### એ નોહ ફલકમાં......ખતમ થયા પછી—

નવ આસ્માનોની આલમમા વેહેંચણી નીચે મુજબ છે:—

મીનોઇ આલમમા નવમું અને આઠમું આસ્માન સમાઇ જાય છે

જીરમાની આલમમા સાતમાંથી પહેલુ આસ્માન સમાઇ જાય છે. (જુઓ ચાર્ટ).

### ૯૫. મીનોઈ—

જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ જરથોસ્તી દએનમાં તમામ સૃષ્ટી-રચના (Cosmos) ને ચાર આલમોમા વહેંચી નાખેલી છે: (૧) મીનોઇ, (૨) જીરમાની, (૩) અરવાહી, અને (૪) જીસ્માની યાને આ ખનીરથબામી **મીનોઈ** આલમ જે ચાર આલમોમાની ઉપરથી ગણતાં સૌથી પહેલી છે. (જુઓ ચાર્ટ). જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં **"મીનોઈ"** શબ્દ ઉપર મુજબ સૌથી ચહડયાતી આલમને માટેજ ખાસ લોગત તરીકે વપરાય છે.

### જીરમાની—

'જીરમાની' યાને 'નુરાની' આલમ, જે ચાર આલમોમાંની ઉપરથી ગણતા બીજી છે (જુઓ ચાર્ટ.) એમાં સાત '**જીરમો**' આવેલી હોવાથી, એનુ નામ 'જીરમાની' આપવામા આવેલું છે

### અરવાહી—

અરવાહી આલમ, જે ચાર આલમોમાંની ઉપરથી ગણતાં ત્રીજી છે. એ નામ 'રૂહ' શબ્દના ફારસી બહુવચન 'અરવાહ' ઉપરથી નીકળ્યુ છે

અરવાહી આલમમા—

(૧) મેહેરના સાત દખ્યુ, (જુઓ **નોટ નં૦ ૧૩૭**),

(૨) શશ કેશ્વરો, (જુઓ **નોટ નં૦ ૧૧૭ થી નં૦ ૧૨૩**),

(૩) ત્રણ જરેહો, (જુઓ **નોટ નં૦ ૧૪૩ થી નં૦ ૧૪૫**),

(૪) આતશે મીનો કરકો, (જુઓ **નોટ નં૦ ૬૬**),

 „ વાજીશ્ત, (જુઓ **નોટ નં૦ ૭૧**),

 „ ઊરવાજીશ્ત, (જુઓ **નોટ નં૦ ૭૨**);

 „ સ્પેનીશ્ત, (જુઓ **નોટ નં૦ ૭૩**), [illegible]

(૫) મરકજે દાદારે ગેહાંન દીન (જુઓ **નોટ નં૦ ૧૧૬**), તથા (૬) મરકજે વરજમી (જુઓ **નોટ નં૦ ૧૧૫**), ગંજીશી ને કંગદેજ વીગેરે સમાઇ જાય છે આ "ગંજીશી" અને "કંગદેજ" તબકાઓનાં બ્યાન માટે જુઓ મી૦ બેહેરામશાહ નવરોજી શરાફે રચેલી "**જરથોશ્તી દએન પ્રમાણે મરણ પછી ઉરવાનની હાલત,**" પાના ૨૦ થી ૨૨.

### ૯૬ આતરે મીનો કરકો—

અરવાહી આલમની શરૂઆતના મરકજ આગળ સુક્ષ્મ અનાસરોની શરૂઆત થવાના તબકા (જે તબકાને "**મીરવાનહે ગાતુએ અવલ**" તરીકે ઓળખવામાં આવે છે તે તબકા) આગળ કાર્ય કરતા અણદીઠ આતશની ગતીનું નામ

### ૯૭. સ્તોત યસ્ન—

કુદરતમાં ગતીના આગળ વધવાથી નાદ ઉત્પન્ન થઇ તેમાથી અણદીઠ રંગો ધ્વનીને કાયદે ઊત્પન્ન થવાના કાયદા "સ્તોત યસ્ન" ને નામે ઓળખાય છે, અને આ "સ્તોત યસ્ન" ને આધારેજ તમામ સૃષ્ટિ-રચના પેદા થઇને વૃદ્ધિમાં આગળ વધે છે, એટલુજ નહી, પણ ઊસુલ્યાતી અહુનવરના નાદ ઊપરથી ;"યથા" નો કલામ વખ્શુરે વખ્શુરાન સાહેબે આ "સ્તોત યસ્ન" ને કાયદે રચી આપ્યો છે, અને તે "યથા" ના કલામ ઊપરથી એજ "સ્તોત યસ્ન" ને કાયદે તમામ અવસ્તા માથ્રની રચના તેમણે સાહેબે કરેલી છે. (વળી જુઓ **નોટ નં૦ ૪૪**).

### સૃષ્ટીનું પેદાયશનું મુળ જે સ્તોત યસ્નથી—

યાને સ્તોત યસ્નનો કાયદો કે જે સૃષ્ટીનું પેદાયશનું મુળ ગણાય છે તે કાયદાથી

### ૯૮. મુસ્તસલાએ દુયમ—

સૃષ્ટીની પેદાયશ થતી વખતે બીજો બહાર નીકળવાનો તબકો, જેની અંદરથી અરવાહી આલમ ને આ જીસ્માની આલમ શરૂઆતથી તે પાછી સંકોચાઇ જાય ત્યાંસુધી જે જે કુદરતી અમુક બનાવો બને છે તેના સંગ્રહને "મુસ્તસલાએ દુયમ" કહે છે ("**મુસ્તસલાએ અવલ**" ની સમજણ માટે જુઓ **નોટ નં૦ ૧૦૯**).

### ૯૯. આખ્શીચાનો—

યાને મુળ તત્વો જે "અરબા અનાસરો" યાને ચાર તત્વો તરીકે ઓળખાય છે, અને જેઓના નામ નીચે મુજબ છે.—

**૭૦.**

| | |
|---|---|
| ૧ **આતશ**=આતશ | ૩ **આબ**=પાણી |
| ૨ **બાદ**=હવા. | ૪ **ખાક**=મટ્ટી |

આ ચાર અનાસરો અરવાહી આલમમા સુક્ષ્મરૂપે તથા આ જીસ્માની આલમમાં સ્થુળરૂપે રહેલા છે.

**૭૧. આદર વાઝીશત—**

અરવાહી આલમમા સુક્ષ્મ બાદને લગતા વિભાગ (યાને સુક્ષ્મ બાદી કુરરા) ઉપર કાર્ય કરતી આતશની ગતીનુ નામ. વળી અહીંની હવામાં કાર્ય કરતા આતશને પણ એજ નામે ઓળખવામાં આવે છે.

**૭૨. આદર ઉર્વાઝીશત—**

અરવાહી આલમમાં સુક્ષ્મ આબને લગતા વિભાગ (યાને સુક્ષ્મ આબી કુરરા) ઊપર કાર્ય કરતી આતશની ગતીનુ નામ. વળી પાણી, દ્રવ તેમજ ઝાડપાન–વર્ગમા કાર્ય કરતા આતશને પણ એજ નામે ઓળખવામાં આવે છે.

**૭૩. આદર સ્પેનિશત.**

અરવાહી આલમમા સુક્ષ્મ ખાકને લગતા વિભાગ (યાને સુક્ષ્મ ખાકી કુરરા) ઊપર કાર્ય કરતી આતશની ગતીનું નામ. વળી ખનીજ–વર્ગમા કાર્ય કરતા આતશની ગતીને પણ એજ નામે ઓળખવામાં આવે છે

**૭૪. સ્તોત.**

ઊસુલ્યાતી અહુનવરના નાદની ધ્વનીથી ઊત્પન્ન થયલા અણદીઠ અસખ્ય રગો તથા તે રંગોના સીલસીલા (જુઓ **નોટ નં૦ ૪૪** તથા **નં૦ ૬૭**).

**૭૫. મવાલીદે સલાસી—**

યાને ખનીરથ્થામીના ત્રણ ફરજદો—પેદાયશના ત્રણ વર્ગો, જેઓ 'જમાદાત', 'નબાદાત', તથા 'હયવાનાત' તરીકે નીચે મુજબ ઓળખાય છે:

**૭૬. જમાદાત—**

ખનીજ વર્ગ (Mineral Kingdom)

**નબાદાત—**

વનસ્પતિ વર્ગ (Vegetable Kingdom).

**હયવાનાત—**

જાનદાર વર્ગ (આદમ સુદ્ધા) (Animal Kingdom).

**૭૭. ઉપલા બે—**

યાને કે જમાદાત તથા નબાદાત

### ૭૮. આલા—

ઊંચો (superior).

### અદના—

ઊતરતો (inferior).

### મ્યાના—

વચગાળેનો (intermediate).

### ૭૯. મુતલક—

યાને વાચા વગરના (dumb animals) એટલે જાનવરો

### ૮૦. નાતેકા—

યાને બોલતાં (with articulate speech) એટલેકે માનવીઓ.

### નીચલા એકથી બે નુકતા—

યાને કે હયવાનાતના બે વર્ગો—'નાતેકા' અને 'મુતલક' છે.

### ૮૧. આતરે દાશ.

માનવીની અંદર "આતરે વોહુક્રયાન" નામના આતશ (જુઓ **નોટ નં° ૧૧૩**) ની ગતીની સાથે જુશ્ત યાને મદદનીશ તરીકે કાર્ય કરતા શરૂઆતના આતશની ગતીનું નામ, જે ખીલતી વખતે "ઝેહેન" યાને સમજશક્તિ ઘણીજ પ્રબળ થાય છે, અને ઊસ્તાદ જે કંઇ કહે તે શાગેર્દ તુરત ધ્યાનમાં લઇને સમજી લઇ લે છે.

### ૮૨. આતરે નૈર્યોસંઘહ—

માનવીની અંદર કાર્ય કરતા 'આતશે વોહુક્રયાન'ની સાથે જુશ્તાવી યાને મદદનીશ બીજા આતશની ગતીનું નામ, જે ખીલવ્યાથી "અઇર્ય-મન" નામની ત્રણ દરજ્જાની શક્તિ તેહસાલ થતી જાય છે, અને 'આતશે નૈરયોસંઘહ' ખીલવાની સાથે તે શખ્સ "રોશન જમીર" થાય છે યાને કે આવી શક્તિ ધરાવનાર શખ્સ "અતા" યાને કુદરતી બશારત પામતો થઇ પોતાની મેળે કુદરતના કાયદાઓ સમજી શકે છે, અને બીજાંઓના જીગ્ર પણ અગાઊથી વાંચી શકે છે.

### ૮૩. આતરે બોરેહ—

એબી માનવીની અંદર 'આતશે વોહુક્રયાન'ની સાથે કાર્ય કરતા જુશ્તાવી ત્રીજા આતશની ગતી છે આ આતશ ખીલતી વખતે "સઓક" નામની શક્તિ ત્રણ દરજ્જામા ખીલતી રહે છે, અને આ આતશની શક્તિ ધરાવનાર શખ્સ "મુકાશેફાત" થઇ જાય છે, યાને તેને શરૂઆતના બરતબાની "હીલામ" યાને કુદરત તરફનું ભાન થતુ રહે છે, અને કુદરતમાં જે નાદ ચાલી રહેલો છે તે નાદ સાંભળી શકે છે.

### ૮૪. આતરે ફ્રશાહ—

માનવીની અંદર 'આતશે વોહુફ્ર્યાંન' સાથે કાર્ય કરતા ચોથા અને સૌથી ચહડતા મરતબાના આતશની ગતીનુ નામ, 'આતરે ફ્રશાહ' ખીલતી વખતે તે ઊરવન અથોઇમા ઘણુ જ "કામેલ" યાને સંપુર્ણ હોવુ જોઇએ, અને આ આતર ખીલવેલુ ઊરવન "અપી" નામની શક્તિ ત્રણુ દરજ્જામા મેળવે છે, અને તે ઊરવાન "મુશાહેદાત" થઇ જાય છે, યાને કે તે ચહડતા મરતબાની "હીલામ" મેળવતો થાય છે, અને કુદરતમાં ખનીરથ બામી ઊપર યા અરવાહી આલમમા જેબી કાઇ બને છે તે રૂહાની ચશ્મથી જોઇ શકે છે.

### ૮૫. કારદાની—

ક્રીયા (processes and activities)

### ૮૬. ઈન્ફાલ—

કુદરતી કાયદે આવતુ પરીણામ યાને નતીજો

### ૮૭. અષ—

અરદીબહેસ્ત.

### ૮૮. વોહુ મનંઘહુ—

બેહમન

### ૮૯. દએન—

કુદરતી અમુક કાયદો.

### ૯૦. ઉપલા મજકુર ચાર આતરો—

યાને 'આતરે દારા', 'નૈરયોસંઘહ', 'બોરેહ' ને 'ફ્રશાહ.' (જુઓ નોટ નં૦ ૮૧ થી નં૦ ૮૪.)

### ૯૧. ખારેતર—

વીજળીક પ્રવાહ (Electro-magnetic force).

### આ સૃષ્ટીની ખારેતર—

Terrestrial magnetism યાને આ પૃથ્વીનું મેગ્નેટીઝમ.

### ૯૨. મસ્ત—

લીન (ecstasied)

### ૯૩. ગોસ્બ—

બંધ પડયા વગર જાવેદાન સુધી ચાલુ, જરાબી આંચકો ખાયા વગર યા અટકયા વગર ચાલુ (incessantly at work for ever).

### ૬૧, ૬૨, ૬૩. આ સૃષ્ટીનો ખાસ્તર....ગોમ્બ રહેલી છે.

આ પૃથ્વીની ખાસ્તર (Terrestrial Magnetism) હમેશાં જુઝને કાયદે (Law of Polarity) બે જુદા ભાગે ચાલુ કાર્ય કરે છે: એક ઊત્તર ધૃવ તરફ કામ કરતી ખાસ્તર અને બીજી દક્ષીણ ધૃવ તરફ કામ કરતી ખાસ્તર. દક્ષીણ તરફની ખાસ્તર ઊપરથી આવતા દરેક વૃદ્ધિના પ્રવાહોને અહી લાવી આપવાનું કાર્ય કરે છે, જ્યારે ઊત્તર તરફની ખાસ્તર આ સૃષ્ટીને લગતી તમામ 'હરારતે ગેરેવ્યા' યાને ખોટી ગરમીનો પોતા તરફ ચાલુ ખેચાવો કરે છે.

### ૬૪. અસરે તારીકી—

અંધારાને લગતું યાને ધરતીને લગતુ કારણ તેમજ પરીણામ (Maleficent Forces of Darkness) જે સાધારણ રીતે ગનામીનોને નામે ઓળખાય છે.

### ૬૪. અસરે રોશની—

રોશનીને લગતું એટલે કે વૃદ્ધિને લગતુ કારણ તેમજ પરીણામ (Beneficent Forces of Light) જે સાધારણ રીતે સ્પેનામીનોને નામે ઓળખાય છે

### ઉપલા સીલસીલાથી—

યાને કે 'સરોશ યજદની તુફેલથી અને અષ અને વોહુ-મનઘહના દએનથી ઊપલા મજકુર ચાર આતરોની મારેફતથી.'

### ૬૫. અશોનાંમ ફ્રવષી—

અગાઊ આપેલી **નોટ નં૰ ૨** મા આપેલા ઊરવનોના ત્રણ દરજજા "નબાનજદીસ્તનામ ફ્રવષીનામ," "પઓઇરયો-દકએશનાંમ ફ્રવષી-નામ," "અષાઊનાંમ ફ્રવષીનાંમ"ની સાથે ચોથો દરજજો "અશોનામ ફ્રવષીનાંમ"ને લગતો ઓળખાય છે, અને આ દુન્યામા રહેનારા કોઇબી જીરમને લગતા ઊરવનો પોતાની જીરમને લગતા* ધર્મની તરીકત યાને કાયદાઓ મુજબ અમલ કરીને પોતાની જીરમના **"પતમાન"** યાને 'ખાસ

---

* જરથોસ્તી ઇલ્મે ક્ષનૂમ મુજબ, અહી ખનીરથ બામી ઊપર પાચ જીરમોના મરતબા મુજબ તેને લગતા પાંચ મુખ્ય ધર્મો ચહડ ઊતર અનુક્રમે નીચે મુજબ જણાવવામાં આવ્યા છે

૧. **બરજીસી**—જરથોસ્તી દએન
૨. **તારદી**—હીદુ અને બુધિસ્ટ વીગેરે
પેટા-ધર્મો.
૩. **હાસમી**—ઇસ્લામી ધર્મ.
૪. **નાહીદી**—મુસાઇ યાને યાહુદી ધર્મ.
૫. **કયવાની**—ઇસાઇ યાને ખ્રીસ્તી ધર્મ.

જોઈતાં જરૂરયાતી મરકજ' ઊપર રચાં હોય તે સઘળાં ઊરવાંનો "અશોનાંમ ફ્રવષીનાંમ"ને લગતાં ઊરવાનો તરીકે પોતીકા મરતબા પ્રમાણે ઓળખાય છે. આ "અશોનાંમ ફ્રવષીનાંમ" શબ્દને નોટ નં૦ ૨ માં જણાવેલા "અષાઊનાંમ ફ્રવષીનાંમ" શબ્દ સાથે કદી ભેળી નાખવો નહી જરથોસ્તી ઇલ્મે ક્શ્નૂમ મુજબ એ બન્ને લોગતીક શબ્દોની સમજણ સદતર જુદી રહેલી છે.

૯૬. બેરેજીશ્ત—

સૌથી બુલંદ, શ્રેષ્ઠ.

બેરેજીશ્ત જીરમ—

બરજીસી યાને બૃહસ્પતીની જીરમ સૌથી બુલંદ છે

૯૭. આબેદપણું—

પરહેજગારી, અશોઇ (piety)

સાલેકપણું—

ચોખ્ખાઇ, પાકીજગી (holiness).

૯૮. હાંસેલ્ચાતી—

હાંસેલ કરેલા (યાને આપેદીને પુગેલા.)

સમેત—

સામટા (Total), જુમલે.

૯૯. ઊશ્તાન—

યાને 'હરારતે ગેરેજયા' એટલે ખરેખરી સજીવન શક્તિની ગરમી (Genuine Vital Heat) માનવીના બંધારણના નવ વિભાગોમાંનો એક ભાગ. માનવીનુ બધારણ જરથોસ્તી ઇલ્મે ક્શ્નૂમ મુજબ નવ વિભાગોનુ બનેલુ છે, જે વિભાગોના અવસ્તા નામો નીચે મુજબ ઇજશ્નેના ૫૫ મા હામા મલે છે:

માનવીનાં બંધારણના નવ વિભાગો:

સ્થુળ હાદેસ

૧ તનુ—યાને ખાકી શરીર

૨ ગએથા—યાને અંદરના અવયવો

૩ અઝદ—યાને મવાદી શરીર.

સુક્ષ્મ હાદેસ

૪ કેહેરપ—યાને સુક્ષ્મ શરીર

૫ ઊશ્તાન—યાને સુક્ષ્મ બાતેની જીવન શક્તિ।

૬ તેવીષી—યાને ઇચ્છા વાસના.

કદીમ:

૭ ઊરવાન—યાને રવાન (Soul), આત્મા.

૮ બઓંદાગ—યાને મીનોઇ જ્ઞાન.

૯ ફ્રવશી—(કે જે અતલક યાને સૌથી ઊંચામાં ઊંચો અંશ છે.)

"સ્થુળ હાદેસ" એટલે ખાકી ઇંદ્રીઓથી પામી શકાય એવા તથા વખતના વહેવા સાથે વધતા ને વખતના વેહેવા સાથે સંકોચાઇ જતા વિભાગો.

"સુક્ષ્મ હાદેસ" એટલે અણદીઠ તથા વખતના વહેવા સાથે વધઘટ પામતા વિભાગો

"કદીમ" એટલે હમેશના, જેમા કાઇબી ફેરફાર કે વધઘટ થવા પામે નહી તેવા વિભાગો.

૧૦૦. ફ્રવાન્યા—

પળ, દમ (moment, breath)

ફ્રવાન્યાએ ફ્રવાન્યાના—

પળેપળના, દમેદમ

૧૦૧. નફસ—

દમ, શ્વાસોશ્વાસ

૧૦૨. ઈન્ફેઁલ—

કુદરતી આવતા પરીણામ.

૧૦૩. નફસે મવાલીદા—

જે શકતીથી એક આગલ વધેલુ ઊરવાન પોતાના શરીરના ચારે અનાસરોને છુટા કરી તેઓના પોતપોતાના (respective planes) વિભાગો ઊપર મોકલાવી શકે છે તે શકતી "નફસે મવાલીદા" તરીકે ઓળખાય છે.

ફીરદોસીના શાહનામામા કેખુશરો પાદશાહ તેમજ ગેવ, બેઝન પહેલવાનોને પોતાના ખાકી બદન સાથે ગુમ થતા જે દેખડાવવામા આવ્યા છે તે તો તેઓ જેવાં આગલ વધેલાં ઊરવના પોતાની 'નફસે મવાલીદા' ની શકતીથી પોતાના શરીરના અનાસરોને છુટા કરી તેઓને લગતા વિભાગોમા મોકલાવી શકયા હતા તે બીનાની તવારીખી નોંધ રજુ કરે છે ઊપર જણાવેલા સાહેબો તેમજ લોહરાસપશાહ, જહાંબખ્શ, ફરોગે બેહેરામ, જાલ, એ બધા સાહેબો પોતીકા આહુડઉતર મરતબામા "નફસે મવાલીદા" થઇ ગયલા છે આપણા પેગામ્બર સાહેબ અશો સ્પીતમાન જરથોશ્ત સાહેમે પણ પોતાની 'નફસે મવાલીદા' ની શક્તિથી પોતાનાં તનની વ્યવસ્થા એજ મુજબ કરી હતી, અને દંતકથા મુજબ અશો જરથોશ્તનુ "તુર બરાતુર" ના હાથે ખુન થવાની જે સાધારણ માન્યતા ચાલતી આવેલી છે તેમા [illegible] અને ખરો [illegible] [illegible], યાને કે [illegible] છે.

### ૧૦૪. આતરો—

આતશો (જુઓ નોટ નં૦ ૫૫).

### ૧૦૫. તનજ્જુલો આતર બુરજીન મહેર—

ઊતરતા મરતબાનો આતર બુરજીન મેહેર—પહેલા આસ્માન ઊપર કાય કરતો આતશ. (જુઓ ચાર્ટ)

### તનજ્જુલો આતર ખુરદાદ—

બીજાં આસ્માન ઊપર કાર્ય કરતો ઊતરતા મરતબાનો આતર ખુરદાદ (જુઓ ચાર્ટ.)

### તનજ્જુલી આતર ગુશસ્પ—

ઊતરતા મરતબાનો આતર ગુશસ્પ—ત્રીજાં આસ્માન ઊપર કાર્ય કરતો આતશ (જુઓ ચાર્ટ.)

### તુરકી આતરે બુરજીન મહેર—

ચોથા આસ્માન ઊપર કાર્ય કરતો ચહડતા મરતબાનો આતર બુરજીન-મહેર. (જુઓ ચાર્ટ.)

### તુરકી આતરે ગુશસ્પ—

પાચમા આસ્માન ઊપર કાર્ય કરતો ચહડતા મરતબાનો આતર ગુશસ્પ. (જુઓ ચાર્ટ.)

### ૧૦૬-૧૦૭. ખાલેસ મુકવ્વી આતરે ફ્રોબા—

મરતબામા પોતેજ એકલો જોરાવરમા જોરાવર આતરે ફ્રોબા—છઠ્ઠાં આસ્માન ઊપર કાર્ય કરતો આતશ (જુઓ ચાર્ટ તથા નોટ નં૦ ૧૫૩ ક.)

### ૧૦૫. તુરકી આતરે ખુરદાદ—

સાતમાં આસ્માન ઊપર કાર્ય કરતો ચહડતા મરતબાનો આતરે ખુરદાદ (જુઓ ચાર્ટ.)

### ૧૦૮. સમેતે અહુનવર—

અહુનવરના સ્તોતના જમીલા (યાને જરથા) નુ મરકજ

### ૧૦૯. મુસ્તસલાએ અવલ—

કુલ સૃષ્ટીની પેદાયશનો પહેલો બહાર નોકળવાનો તમકો, કે જેની અંદરથી "મીનોઇ આલમ" અને "જીરમાની યાને જુરાની આલમ" ની એબ્તેદા (યાને શરૂઆત) થી તે ઇન્તેહા (યાને છેડા) સુધીમાં જે જે કુદરતી અસુક બનાવો બને છે તેના સંગ્રહને "મુસ્તસલાએ અવલ" [illegible] D. ("મુસ્તસલાએ દુયમ" નો [illegible] માટે જુઓ નોટ નં૦ [illegible])

### ૧૧૦. ગયર-હોવીયત—

એટલે હોવીયતનું જતુ રહેવુ. હોવીયત એ ઊરવનની એવી જાતની તનજજુલ હોશ હસ્તોમાથી નીસ્તી થતી વખતે તેને લાગુ પડે છે કે તે હોવીયતને કાહાડી નાખવાને ખાતર નીસ્તોમા રહીને અને તે નીસ્તીમાથી હસ્તીમા જતી વખતે તમામ હોવીયત નીકળી જાય છે, અને ઊરવનની તે હાલત "ગયર-હોવીયત" યાને 'હોવીયત વગરની' સૌથી ઉચ કહેવાય છે.

### ૧૧૧. અકલ—

ઊરવનની એવી હોશ છે કે જે હોશને લીધે ઊરવન "હસ્તી" બાબે સમજી શકે છે.

### ૧૧૨. શાખાએ દુયમ—

યાને બીજી શાખા.

### ૧૧૩. આતશે વોહુફ્રયાન—

તમામ હેવાનાત—નાતેકા યાને આદમ વર્ગમા તથા મુતલક યાને જાનવરો—માં કાર્ય કરતા સજીવન શકિતને લગતા ફરહર કરનારા આતશની ગતી.

### ૧૧૪. હેવાનાતે મુતલક—

વાચા વગરના જાનવરો

### હેવાનાતે નાતેકા—

વાચાવાલાં આદમો

### ૧૧૫. મરકજે વરજમી—

અરવાહી આલનમા જે તબકા ઊપર 'અશોનામ' (જુઓ નોટ નં૦ ૯૫) ને લગતુ ઊરવન ગુજર પામ્યા પછી જઇ રહે છે, અને પછી ત્યાથા આગળ વધે છે તે મરકજ

વળી ઊરવાન અહીથી રહેલત પામ્યા પછી "આપણા ખવરતા પ્રમાણે, જે ભલી, ખુબસુરત યા બદસુરત, ખુરી કેરદાર, તેને સામે મળે છે તે આ (વરજમી) મરકજપર જયારે તે ઊરવાન પોહચે છે ત્યારે તેને તે મળે છે ઊરવાન જયારે આ ખાકી દુન્યામા હોએ છે ત્યારે તેનાં વિચારો આચારો, સખુનો, અને કામોના પ્રમાણુ મુજબ તેની કેરદાર બને છે કે જેને આપણે "ખોરેહ" ના નામથી ઓળખીએ છીએ હવે જેટલાં પ્રમાણુમા એક ઊરવાનનાં વિચાર આચાર અને રહેણીકરણી શુદ્ધ, પવિત્ર યા અપવિત્ર હોએ છે તેટલાં પ્રમાણુમા તેની કેરદાર યાને ખોરેહ પણુ સુક્ષ્મ, પ્રકાશીત, યા સ્થુલ અને ગદલા પ્રકારનુ હોએ છે તેમજ કુદરતી જુજ યાને બેપણાના કાયદા મુજબ, Law of Polarity ના અમુક કાયદા મુજબ— આપણા વિચાર આચારોથી જે ખોરેહ બને છે તે હમેશા બે પ્રકારનુ બને છે. આ પવિત્ર યા અપવિત્ર ખોરેહનો જે સ્થુળ ભાગ તે તેની જીવતી હાલતમાં તેના ખોરેહ તરીકે રહે છે,——કે જે તેના મરણુ વખતે તેનાં કેહરપની આસપાસ ફરી વળીને "કંગદેજી" ના મરકજ સુધી રહે છે

તેમજ જે સુક્ષ્મ ભાગ છે તે આ "વરજમી" નામનાં મરકજ ઊપર એક સુક્ષ્મ કેરદારનાં રૂપમાં રહે છે ......... "કંગદેજી" તખ્તાપરની સ્થુળ કેરદાર નીકળી જવા પછી આ "વરજમી" નાં મરકજ ઊપર ઊરવાંનનાં આવવા સાથેજ આ સુક્ષ્મ કેરદાર ને કેહરપની આસપાસ ફરીં વળીને હમેશા તેની આસપાસ ફર્યા કરે છે"

——મી૦ બેહેરામશાહ નવરોજી શરાફના **"જરથોશ્તી દર્શન પ્રમાણે મરણ પછી ઊરવાંનની હાલત"** બાબેના ચોપાન્યામાથી ઊતારો.

**૧૧૯. દાદારે ગેહાન દીન—**

ખનીરથબામી છોડયા પછી અરવાહી આલમ તરફ 'અશોનાંમ' ને લગતાં ઊરવનનો આગળ વધવાનો માર્ગ, જે ખનીરથબામીની દખણ દશા તરફથીજ હમેશાં બતાવવામાં આવે છે.

"'વરજમી' મરકજપર બીજા બે તખ્તા હોએ છે: એક તખ્તો આ મરકજથી યમન યાને જમણી બાજુએ જરા ઊચેથી "દાદારે ગેહાંન" નામનો તખ્તો છે, જ્યારે બીજો આ મરકજથી જરા નીચે ચબી યાને ડાબા હાથ ઊપર "અપાખ્તર" નામનો તખ્તો છે. જો એક ઊરવાન તદ્દન પવિત્ર અને જરથોશ્તી ધર્મ પ્રમાણે ચાલી દરેક જરથોશ્તી આજુર-ફરો યાને કાનુનો પાળનાર, બોતેર જાતની અશોઇમાના ચોક્કસ દરજ્જા પસાર કરીને અશોઇના ઊચા મરતબાએ પોંહચેલુ, તેમજ ૧૪૪ પ્રકારના "કેશાશ" યાને કર્મમાથી મુકત થયલુ હોએ છે તો તેની કેરદારનો જે સુક્ષ્મ ભાગ આ મરકજપર હોએ છે તે એટલો તો અતી સુક્ષ્મ હોએ છે, તેમજ તેનાં કેહરપમા કાઇબી સ્થુળપણુ યા ગદલાપણુ નહિ હોવાથી તેની અરપદી યાને વજન એટલુ તો સરસ રીતે હલકું હોએ છે—કે તેની મારફતે જે ઊંચુ શ્રેષ્ઠ "દાદારે ગેહાન" નું મરકજ છે, ત્યા તે ઊરવાન ચાલી જાએ છે, અને ત્યાથી પછી ધીમે ધીમે તે અતી સુક્ષ્મ કેરદારને પણ જલદીથી પીગળાવી નાખીને ઊપલા મરકજો જે છ કેશ્વરોને લગતાં છે તે પએદરપએ step by step તેહ કરે છે યાને આગળ વધે છે. આ રીતે આ "દાદારે ગેહાન" ના તખ્તામાં પોહચેલુ કોઇબી ઊરવાંન કદી પણ આ ખનીરથ બામી યાને આપણી પૃથ્વી ઊપર પાછુ આવતું નથી, પણ ઊપલા છ કેશ્વરોમાજ તે ઊપર અને ઊપર આગળ વધતુ જાએ છે. પણ જે ઊરવાનોને આ દુન્યાનો "કેશાશ" યાને કર્મ ભોગવવાનું બાકી રહેલું હોએ છે—બોંતેર જાતની અશોઇનાં મરતબામાના ચોક્કસ મરતબા સુધી પોહચેલુ હોતું નથી, તે ઊરવાનો "અપાખ્તર" ની હાલતમાં રહે છે, કે જ્યા તેના કેહરપની આસપાસ "વરજમી" ના તખ્તાપરની જે "કેરદાર" ફરી વળેલી હોએ છે, તે ગોળ સરકલના આકારમાં ફર્યા કરે છે. આ કેરદારને પીગળાવવા માટેજ આપણને પજશ્ને, સરોશ, નીરંગદીન, હુમાયશ્ત વીગેરે ઘણીક ક્રિયાઓ આપેલી છે."

——મી૰ બેહેરામશાહ નવરોજી શરાફે રચેલાં **"જરથોશ્તી દીનેન પ્રમાણે મરણ પછી રૂવાંનની હાલત"** નામેના ચોપાન્યામાથી ઊતારો.

**૧૧૭. કેશ્વર—**

અરવાહી આલમમા જે છ મરકજો ઊપર રહીને ઊરવાન પસાર થાય છે તેને કેશ્વર યાને ભાગ (division) કહેવામા આવે છે. તેઓ નીચે મુજબ છે:
(નોંધ આ ખનીરથબામી યાને આખી પૃથ્વીને સાતમુ કેશ્વર ગણેલું છે)

**૧૧૮. વોઉરૂ બરેશ્તી—**

શશ યાને છ કેશ્વરોમાંનુ અહી ખનીરથબામીની નજદીકથી ગણતાં પહેલું.

**૧૧૯. વોઉરૂ જરેશ્તી—**

શશ કેશ્વરોમાંનુ ખનીરથબામી યાને આ પૃથ્વીની નજદીકથી ગણતાં બીજું.

**૧૨૦. અરેજહી—**

શશ કેશ્વરોમાંનું અહીથી ગણતાં ત્રીજુ.

**૧૨૧. સવહી—**

શશ કેશ્વરોમાંનુ અહીંથી ગણતા ચોથુ

**૧૨૨. ફ્રદદફ્ષુ—**

શશ કેશ્વરોમાનુ અહીથી ગણતા પાચમું

**૧૨૩. વિદદફ્ષુ—**

શશ કેશ્વરોમાંનું અહીથી ગણતા છઠ્ઠુ અને સૌથી પુલ ૬

**૧૨૪. બેરેજીશ્ત બરજીસી જીરમ—**

સાત જીરમોમા સૌથી પુલ ૬ જીરમ બરજીસી યાને બૃહસ્પતીની છે.

**૧૨૫. ખએત્વદથ—**

અરવાહી આલમની છેક શરૂઆતના તબક્કા આગળ "આતરે મીનો કરકો"નાં મરકજ આગળ "ઊરવન" નીસ્તીમા નીચે ઊતરતી વખતે ઊરવનના બે વિભાગ "શરીશ" યાને ચહડતા મરતબાનુ યાને મરદનુ ઊરવન (spiritual masculinity) અને "ખસીસ" યાને ઊતરતા મરતબાનું યાને સ્ત્રીનુ ઊરવન (spiritual femininity) એમ બે ભાગમા વહેચાઇ જાય છે, અને ત્યા ખનીરથબામી ઊપર જમાદાત એટલે ખનીજ વર્ગ, નબાદાત યાને વનસ્પતી વર્ગ, હેવાનાતે મુતલક યાને વાચા વગરના જાનવરો તથા હેવાનાતે નાતેકા યાને વાચાવાલા જાનવરો એટલે આદમજાત—એ બધાની અંદર જે નર તથા માદા (Law of sexes) એવા બે જાતીભેદના તફાવતનો કાયદો કાર્ય કરે છે તેનુ મુળ કારણ ઊરવનના આવી રીતના થઇ ગયલા બે મરતબા છે, એમ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ શીખવે છે.

જ્યારે આ બેઊ 'શરીશ તથા ખસીસ' એટલે મરદ તથા સ્ત્રીને લગતુ ઊરવાંન ખનીરથબામી ઉપર ઉરવાનીક વૃદ્ધિમાં આગળ વધી પોતપોતીકા

(respective) ને લગતા જમાદાત, નબાદાત તથા હયવાનાતમાંના અંશો ખેંચી, ખનીરથબામી તેહ કરી જઈ, અરવાહી આલમના શશ યાને છ કેશ્વરો પસાર કરી, અરવાહી આલમની શરૂઆતના મરકજ આગળ પાછું આવે છે, તે વખતે 'હસ્તી' ની આલમમા દાખલ થવાનો આગમચ આ બેઉ 'શરીર' તથા 'ખસીસ' ઊરવાનો એકમેકને લગતા વિભાગોમા (reciprocal counter-parts) જોડાઇને મલી જઇને એક અખડ ઊરવાન (Individuality) થઇને પછીજ હસ્તીની આલમમા એટલેકે જીરમાની આલમમાં દાખલ થઈ શકે છે તે **મહાન ઊરવાનીક જોડાણ "ખએત્વદથ"** ને નામે ઓળખાય છે '**ખએત્વદથ**' શબ્દનો છુટો અર્થ અવસ્તા 'ખએત્વ' એટલે પોતીકા-પણુ (self)+'દથ' એટલે આપી દેવુ (give up) ઊપરથી પોતપોતામાં અપાઇ જવું, પોતાને લગતાની સાથે એક થવુ, એટલે કે ઊરવાનનો શરીર ભાગ અસલ પોતાનેજ લગતા ખસીસ ભાગ સાથે ઊપર પ્રમાણે મળીને પાછું એક થઇ જાય તેને 'ખએત્વદથ' તરીકે જણાવવામા આવ્યું છે.

જરથોસ્તી દએનમા યજશ્નેના ૧૨ મા હામા જે એકરાર કરવામાં આવે છે, કે જે એકરારમા કુસ્તી કરતી વખતે '**મજદયસ્નો અહી**' વાળો ફકરો ભણવામા આવે છે, તેની અદર માજદયસ્ની જરથોસ્તી દએનને '**ખએત્વ દથાંમ**' યાને 'ખએત્વદથ કરાવનારી' એવો જે ગુનફેલ યાને વિશેષણ લગાડવામા આવ્યો છે તેની અદર ઊપર જણાવેલો ઊરવાનને લગતો ગુહ્ય ભેદી કાયદો સમાવવામા આવ્યો છે (is connoted). અવસ્તા અભ્યાસીઓ ફાઇલોલોજી યાને ભાષાશાસ્ત્રને આધારે પોતપોતીકા છેક **નજદીકનાં** સગામા પરણવુ એવો જે આ શબ્દનો વંણાજ બેહુદો અર્થ કરે છે, અથવા તો સાધારણ રીતે ફકત સસારી લગ્નના અર્થ આ શબ્દને લાગુ પાડે છે તે કેટલોબધો ભૂલભરેલો છે તે આ '**ખએત્વદથ**' **ના ઈલમે ક્ષ્નૂમને આધારે થતા લોગતીક અર્થ** ઊપરથી સમજી શકાય છે જરથોસ્તી દીનમાં લાયક ઊમરે પરણવાનુ જે ફરમાન એક અગત્યની તરીકત તરીકે આપવામાં આવ્યુ છે તેનું બાતેન કારણ આ ઊરવાનને લગતો '**ખએત્વદથ**' છે, અને લગ્નનો સસારી કાયદો ઊરવાનના બાતેન '**ખએત્વદથ**' **ના મહાન** કાયદાને પેશ પડતો (corresponding) છે

**૧૨૫ (ક). તનજીુલ અને તુરકી આદરો—**

**જુઓ નોટ નં૦ ૧૦૫.**

**૧૨૬. ગયર-હોવીયત—**

**જુઓ નોટ નં૦ ૧૧૦.**

**૧૨૭. અકલ—**

**જુઓ નોટ નં૦ ૧૧૧.**

**૧૨૮. નુકતાએ અવલની સૃષ્ટી પાછી પેદા થાય છે—**

યાને કે જે વખતે દરેકે દરેક ઊરવાનોમાથી તમામ હોવીયત (નોટ નં૦ ૧૧૦) નીકળી જઇ, અકુલ (નોટ નં૦ ૧૧૧) બની રહે છે, તે વખતે હાલમા જેમ ઊરવનોથી, તેમ તે બેહદ દુરના જમાનામાં અકુલોથી જે સૃષ્ટી-રચનાનું પાછું મંડાણ કરવાનુ બરપા થાય છે તેને 'નુકતાએ અવલની સૃષ્ટી' કહે છે

**૧૨૯. ઊરવાન-ઈ-નાતેકા—**

માનવીનુ ઊરવાન.

**૧૩૦. અપ વહિશ્ત—**

અર્દીબેહેસ્ત.

**૧૩૧. રાદી—**

એટલે ખરેખરૂં (genuine; intrinsic).

જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમમાં આ પહેલવી શબ્દ 'રાદી'નો અર્થ આ પ્રમાણે થાય છે કુદરતમાં 'અસરે રોશની' (જુઓ નોટ નં૦ ૯૪) ખરેખર છે, અને અસરે રોશનીને મદદ કરનારૂં સ્પેનાજીનોને લગતું જીનોઇ વૃદ્ધીનું દરેક કાર્ય 'રાદી' તરીકે ઓળખાય છે, અને આ ઊપરથી ખરેખરી સખાવત કે જેની મદદથી ઊપર જણાવેલું અસરે રોશનીને લગતું કાર્ય થઇ શકે તેવી સખાવતને માટે પણ 'રાદી' શબ્દ વાપરવામા આવે છે.

**૧૩૨. ઉપર જણાવેલી તનાસુલી શકતીઓ—**

"નીરૂ, અઓજ, તગી તથા જોર" (જુઓ નોટ નં૦ ૩૦.)

**૧૩૩. ગરદેશ—**

યાને ફરવુ (revolution)

**૧૩૪. દૌર—**

યાને ચક્રાવો (cyclic revolution)

**૧૩૫. દવ્વાર—**

યાને ચક્રાવામા દોડવું

**૧૩૬. ખનીરથબામીપરના નાતેકાઓ—**

આ દુન્યાના જીવતાં લોકો

**૧૩૭. અઈપી—**

અરવાહી આલમમાં મેહેરની જે રોશની કાર્ય કરે છે તેના સાત વિભાગો સાત 'દખ્યુ'ને નામે ઓળખાય છે, જે સાત 'દખ્યુ' મેહેર ન્યાએશ તથા મેહેર યશ્તમા નીચે મુજબ ચહડ ઊતર અનુક્રમે મલે છે:—

| | | | |
|---|---|---|---|
| ગીરેહ્મ | ૧. | અઇવિ—દખ્યુમ | પઝમઇદે |
| | ૨. | અન્તરે—દખ્યુમ | |
| | ૩. | આ—દખ્યુમ | |
| | ૪. | ઊપઇરી—દખ્યુમ | |
| | ૫. | અદઇરી—દખ્યુમ | |
| | ૬ | પઇરી—દખ્યુમ | |
| | ૭. | અઇપિ—દખ્યુમ | |

એમાંનો પહેલો 'અઇવિ—દખ્યુ' અરવાહી આલમની શરૂઆતથી ગણતાં પહેલો આવે છે આ સાતે સાત મેહેરના "દખ્યુ" ની ખીશ્કારી (યાને function=કુદરતે નેમી આપેલું પોતીકું કાર્ય) એકમેકથી સદંતર જુદી છે, એમ જરથોશ્તી ઇલ્મે ક્ષ્નૂમ શીખવે છે ('પઇરી', 'અઇવિ,' 'અન્તરે' અને 'આ' ની સમજણ માટે જુઓ નોટ નં૦ ૧૩૮, ૧૪૩, ૧૪૪, ૧૪૫.) "ઊપઇરી-દખ્યુ" મેહેરનો ગતી આપનારો તબક્કો છે "અદઇરી-દખ્યુ" નામનો તબક્કો "વયુ-ઊપર-કઇરય" (જુઓ નોટ નં૦ ૧૬૧) માં મારેફત પેદા કરે છે

'અઈપી દખ્યુ' આ સાત દખ્યુમાંના એકનું નામ છે. દરેક શખ્સની પોતાની આસપાસની પોતાને લગતી અણદીઠ હવા 'અઇપી-દખ્યુ' (individual personal magnetic atmosphere) તરીકે ઓળખાય છે.

### ૧૩૮. પઈરી—

ઊપર જણાવેલા મેહેરના સાત દખ્યુમાનો એક. આખી ખનીરથબામી-ની આસપાસની ખનીરથબામીની પોતીકી અણદીઠ હવાના પ્રવાહનો વીભાગ 'પઇરી-દખ્યુ' (collective terrestrial atmosphere) તરીકે ઓળખાય છે

### ૧૩૯. નીર્માણ કીધેલાં મર્ઝજમાં—

નીર્માણ થયલી જગાઓ

### ૧૪૦. આબેદો અને સાલેકો—

પાક પરહેજગાર સાહેબો

### ૧૪૧. દો દસ્ત બસ્તા કરીને—

એટલે બેઊ હાથો ઊંચે જોડીને

### ૧૪૨. વોહુ-ચીત્ર—

યાને નીસ્તીની (જુઓ નોટ નં૦ ૭૭.) આલમોની પેદાયશો પેદા કરવાનાં ભલા બીજ.

### ૧૪૩. જ્રેહ વર્કશ—

અરવાહી આલમમાં ઊપરના આસ્માનોમાંથી આવતાં ચીઝ્રને વાજબી રીતે એકઠાં કરવા માટે જે વિશાળ વિભાગ (Plane) છે તેનું નામ બાજે વખત એ વિભાગ મહેરના 'અઇવિ-દખ્યુ' તરીકે ઓળખાય છે (જુઓ નોટ નં૰ ૧૩૭.)

### ૧૪૪. જ્રેહ ફ્રાકર્દ—

નીસ્તીની આલમોની પેદાયશ પેદા કરવાને માટે જરેહ વર્કશમાં ચીઝ્ર એકઠાં થયા પછી દરેક ચીઝ્ર જુદી જુદી પેદાયશને ખાતર જુદા જુદા મરતબામાં વહેચાઇને (being classified) જે વિશાળ વીભાગ (Plane) મા અરવાહી આલમમાં રહે છે તે વીભાગનુ નામ બાજે વખત એ વિભાગ મહેરના 'અન્તરે-દખ્યુ' તરીકે ઓળખાય છે. (જુઓ નોટ નં૰ ૧૩૭.)

### ૧૪૫. જ્રેહ પુઈતીક—

ઊપર જણાવેલાં ચીઝ્ર જરેહ ફ્રાકર્દમા વહેચાઇ જવા પછી હરારત યાને ગરમી પામી પોખાઇને મોટા થઇ પોતાની અંદરના સરશોક ખીલવીને આગળ વધવા માટે જે ત્રીજો વીભાગ (Plane) કરવામાં આવ્યો છે તેનું નામ બાજે વખત એ વિભાગ મેહેરના 'આ-દખ્યુ' તરીકે ઓળખાય છે (જુઓ નોટ નં૰ ૧૩૭)

### ૧૪૬. કેશાશ—

કુદરતમા ઊરવનનો અનાસરો સાથના સબધ, અને એક ઊરવનનો બીજા ઊરવનો સાથના સબધ, જે ચાલુ કુદરતના ઇન્સાફી કાયદાથી 'આપ લે'ના કાયદાથી અદા થયા કરે છે તે કાયદા "કેશાશ"ને નામે ઓળખાય છે, જે અવસ્તામા "પઇત્યોગેત" યાને પાછુ આવવુ, પાછું મળવુ (Reaction, Recompense) તરીકે ઓળખાય છે

### ૧૪૭. ઈનસાફ અને હદ જે શદી મુનતઈ થયલી છે—

(જુઓ નોટ નં૰ ૧૬૬, તથા નં૰ ૧૩૧, તથા નં૰ ૩૫.)

### ૧૪૮. યજમઈદે—

અવસ્તા શબ્દ "યજ" યાને એકતાન થવુ (attune) ઊપરથી. "સ્તોત"ના કાયદાને આધારે એક સ્તોત બીજા સ્તોત સાથે જોડાઇને જે વૃદ્ધિની ખીશ્કારી બજાવે છે, તે જોડાવાની ક્રીયા "યજ" યાને "યજમઇદે" એટલે 'એકતાન થવુ' એમ ઓળખાય છે, અને આ ઊપરથી "ઇજશ્ને" યાને "યસ્ન" એટલે કુદરતમા કાર્ય કરતી યજદી શક્તિઓની સાથે અવસ્તા માથ્રના સ્તોતની મારફતે જોડાવાની, એકતાન થવાની ખાબંદ ક્રીયાનું નામ પણ "યજ" શબ્દ ઊપરથી નીકળ્યુ છે.

## ૧૪૯. અઓજે નીમ્રુ—

'નીમ્રુ'ની શકતી "નીમ્રુ" શબ્દનો સાધારણ અર્થ "કહેવું અથવા બોલવુ" થાય છે, પણ એ શબ્દ ખાસ લોગતીક અર્થ ધરાવે છે. એની સાથે વપરાતો શબ્દ "આમ્રુ"નો અર્થ ચહડતો મરતબો દર્શાવે છે "નીમ્રુ"નો તબક્કો passivity યાને સ્થીરતા બતાવે છે, યાને કે ઊપરથી આવતો નાદ ફકત સાંભળ્યા કરવાની શકતિઓ બરપા કરવાનો તબક્કો બતાવે છે, ત્યારે "આમ્રુ"નો તબક્કો activity યાને ચપળતા બતાવે છે, એટલે કે પોતે સવાલ કરીને તે સવાલનો આબેહુબ જવાબ કુદરતી યઝદી શકતિઓ તરફથી પામી જવાની શકતિ બરપા થાય છે તે તબક્કાને "આમ્રુ" તરીકે ઓળખવામાં આવે છે

## ૧૫૦. મીનો મારેસ્પંદની મારેફતમાં—

યાને માથ્ર સ્પેન્તની મદદથી.

## ૧૫૧. અપ-ચીથ્ર—

યાને અશોઇને લગતી વ્યવસ્થા કરનારી પેદાયશના બીજ

## વોહુ-ચીથ્ર—

યાને ભલી પેદાયશના બીજ (જુઓ નોટ નં૦ ૧૪૧)

## ૧૫૨. ખ્રફસ્ત્રી—

યાને ઝનુની, એટલે બીજાંને નુકસાન કરવાની ખાહેશ ધરાવનાર, અસરે તારીકીના જોશને વધારી આપવાની ઇચ્છા ધરાવનાર.

## ગોસ્પંદી—

યાને નિર્દોષ, એટલે બીજાઓને ફાયદો કરવાની કુદરતી વળણ ધરાવનાર, અસરે રોશની અને મીનોઇ વૃદ્ધીમા ચાલુ વધારો કરવાની ખાહેશ રાખનાર.

'ખ્રફસ્ત્રી અને ગોસ્પંદી' એ બેઊ શબ્દો "તેવીષી"ને લાગુ પાડવામાં આવે છે. (વધુ સમજણ માટે જુઓ નોટ નં૦ ૧૫૬ તથા જરથોશ્તી ઈલ્મે ક્શનૂમ સીરીઝ, નં૦ ૨. પાને ૧૦૧ મે આપેલી ફુટનોટ.)

## ૧૫૨. દરેક જાનવરો—ખરફસ્ત્રી યા ગોસ્પંદી—બધાંને એકસરખાં રાખે છે.

આ અંકમાં મુખડાપર આપેલા ચીત્રમા બન્ને ફાડીખાનારા તેમજ નિર્દોષ જાનવરોને સાથે એકેકમા ભેળાઇને હળીમળીને જીદગી ગુજારતા ચીતારવામાં આવેલા છે, તેની મકસદ એ છે કે ફ્રશો-ગર્દના એયામમાં જે જાનવરો હાલમા ફાડી ખાનારા વિકાળ ને નુકસાન કરનારા છે, દાખલા તરીકે વાઘ, સીહ, વરૂ વીગેરે,—તેઓ પોતાની ફાડી ખાવાની ખાસ્યત તદન તજી દઇ

હાલના ગોસ્પંદોનાં જેવાં નિદોષ પશુઓ બની જશે; યાને કે ફ્રશો-ગર્દના અમલમાં વાઘ, વરૂ, સીંહ જેવાં માસાહારી શાડી ખાનારાં વિક્રાળ પ્રાણીઓ પોતાનો માંસનો ખોરાક તો ખાશે, પણ તે જીવતાં નિદોષ પશુઓની ઊપર ત્રાપ મારી તેઓનો શીકાર કરીને નહો મેલવશે, પણ તે વખતે આ માંસાહારી પ્રાણીઓની તેવીષી બદલાઇ જવાના સબબે તેઓ ફકત જે જે જાનવરો કુદરતી મોતે મરી જશે (અને કુદરતી મોતે જગમા અનેક જાનવરો રોજનાં માદાં પડી મરી જવા જોઇએ), તેઓનાં મુએલા માંસ ઊપરજ ગુજારો કરી સંતોષીત થશે, અને આવી રીતે કુદરતની વ્યવસ્થા (Economy of Nature) મા ભાગ લઇ કુદરતના કચરાપટીઓ (Nature's Sweepers) તરીકેની પોતાની અસલ કુદરતી ખીશ્કારી (function) કે જેને ખાતર તેઓ પેદા પડયા છે તેજ બજાવતા થશે તેથીજ આપણે સાધારણ રીતે લોકોને બોલતાં સાભળ્યે છીએ કે તે દુરના સોનેરી જમાનામા વાઘ ને બકરી એક ઓવારે પાણી પીશે, જે વાતની ખરેખરી સચ્ચાઇ ઊપર લખ્યા મુજબની છે.

### ૧૫૩. સેયારા—

ગૃહ (planet). યાદ રાખવું કે "જીરમ" અને "સેયારા" એ બન્ને શબ્દોની લોગતીક સમજણ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નૂમ મુજબ સદંતર જુદી રહેલી છે.

### ખાલેસી.

બરજીસી જીરમનો આતશ 'આતરે ફ્રોબા' તદન ખાલેસ અને મુકવ્વી છે, અને જેમ બાકીના જીરમાની આલમના ત્રણ આતશો યાને ગતીઓ—નામે આતરે બુરદાદ, આતરે ગુશસ્પ અને આતરે બુરજીન મેહેર—ના તુરશ (યાને ચહડયાતા) અને તનઝ્ઝુલ (યાને ઊતરતા) એમ જે બે ચહડ ઊતર મરતબા થયલા છે તેમ "આતરે ફ્રોબા" ના મરતબા બીલકુલ થયા નથી, પણ એક **ખાલેસ અખંડ** રૂપે કાર્ય કરતો હોવાથી એ આતશને "મુકવ્વી" યાને જોરાવરમા જોરાવર પણ ગણેલો છે (જુઓ **નોટ નં૦ ૬૧**)

### ૧૫૪. જમીલા—

જથ્થો (accumulation)

### ૧૫૫. ક્ષથ્ર-વઇર્ય—

યાને ઇચ્છવા લાયક સત્તા શહેરેવર અમશાસ્પંદ માટેનો અવસ્તા શબ્દ. એ શબ્દના જુદા જુદા અર્થો જુદા જુદા ચમન યાને બાબ (context) માં થાય છે એક અર્થ આ પ્રમાણે છે, કે કુદરતમા જે સત્તા, ઇરાદતી, યાને ખરેખરી મરજી—શક્તિ વાપરીને અસરે તારીકીને ચાલુ અસરે રોશનીમા ફેરવવા માટે વાપરવી જરૂરની છે અને ઇચ્છવાજોગ છે, તે ઇરાદતીની સત્તા "ક્ષથ્ર-વઇર્ય" તરીકે ઓળખાય છે.

### ૧૫૬. તેવીષી—

યાને વારના અથવા લાગણી, કઇ કરી શકવાની શક્તિ. માનવીની બંધારણ રચનાના નવ વીભાગોમાં (જુઓ નોટ નં૦ ૯૯) નો એક વીભાગ તેવીષી બે જાતની હોય છે: 'ગોસ્પંદી' અને 'ખ્રસ્ત્રી' જે માટે જુઓ નોટ નં૦ ૧૫૧.

### ૧૫૭. ગુમતેજચ—

યાને જેની સાથે મળે તેના જેવી અસર લઇ લેનાર.

### ૧૫૮. મેગનેટાઈઝ—

Magnetise યાને આકર્ષણ કરવુ.

### ૧૫૯. દએ—

કમર યાને માહ યાને ચદ્રમાનું અવસ્તા નામ એ શબ્દનો છુટો અર્થ બજાવનાર (executor) એવો થાય છે, અને તેથીજ દએને 'દાદાર' (અવસ્તા "બઘ") નો એલકાબ લાગુ પાડવામાં આવે છે, કારણ કે નીસ્તીની આલમો માટે "ચીશ્ર"ને નીચે મોકલવાની ચાલુ ખીસ્કારી "દએ" પોતે બજાવે છે, અને તેથીજ એને અવસ્તામા "માઓંઘહ ગઓ-ચીશ્ર" યાને 'નીચલી પેદાયશો માટેના બીજ ધરાવનાર માહતાબ' તરીકે ઓળખાવવામાં આવેલો છે. અવસ્તા અભ્યાસીઓ "દએ દાદાર" એટલે 'દાદાર અહુરમઝદ' એવો ભુલમાં અર્થ કરી જરથોશ્તી દશમા મહીના "દએ" ને પહેલો ગણાવવાની જે વાતો કરે છે તે કેટલી બધી ખોટે રસ્તે દોરનારી છે તે આ લોગતની હદમે ક્નૂમની સમજણ ઊપરથી સ્પષ્ટ જણાઇ આવે છે "દએ" મહીનો દસ્મોજ કાંય આવવો જોઇએ તે બાબે વધુ ખુલાસા માટે જુઓ ચાર્ટમા આપેલી નોંધ.

### ૧૬૦. અપ-ચીશ્ર અને વોહૂ-ચીશ્ર—

જુઓ નોટ નં૦ ૧૫૧.

### ૧૬૧. અસ્પંદી—

ઝડપ (velocity or rate of motion). કોઇબી ગતીની દોડવાની ઝડપનું માપ, જે માપ મીથ્ર યાને વીચાર, માંથ્ર યાને શબ્દ-ઊચ્ચાર, સ્તોત યાને અણદીઠ રંગો, રોશની, વગેરે બાબદના હીસાબી કાયદામાં ખાસ વપરાય છે 'અસ્પદી' શબ્દ સુક્ષ્મ ચીજોનાં માપ માટે વપરાય છે, જ્યારે 'મેખદારી' સ્થુળ ચીજોના વજન (Weight) માટે હમેશાં વપરાય છે

### ૧૬૨. વયુ-ઉપર-કઈરય—

વાતાવરણ (Atmospheric region) એ અવસ્તા શબ્દનો છુટો અર્થ "સરસ રીતે કાર્ય કરતો પવન યાને હવા" એમ થાય છે, અને તેનો

વીસ્તાર પૃથ્વીની સપાટીથી તે મહેરના "ઊપઈરી-દખ્યુ" સુધી છેક સુક્ષ્મ-માં સુક્ષ્મ હવાના વિભાગ તરીકે લંબાયેલો હોય છે

### ૧૯૩. ગોમેજગી; તઈગી—

#### ગોમેજગી—

યાને ભેળમભેળ એટલે આલુદગી અને અપવિત્રાઇ. હવામાં લોકોના વીચારો તથા શબ્દો અને કાર્યોની અસરથી જે ખરાબ મેગનેટીક અસરો ફેલાઇને હવાને અસ્વચ્છ બનાવે છે તે અસ્વચ્છ હવાની અસરને 'ગોમેજગી' તરીકે ઓળખવામા આવે છે.

#### તઈગી—

યાને અવીજગી એટલે સ્વચ્છતાઇ કુદરતી રીતે હવા યાને વાતા-વરણનો અસલ સરશોક હમેશા "તઈગી" યાને પવિત્રાઇનો હોય છે, કારણ કે હવા પોતે બીજી ચીજોને પવિત્રાઇ આપનાર તરીકે ખીશ્કારી બજાવે છે. પણ જો કોઇ વીસ્તારમા ઊપર જણાવ્યા મુજબ "ગોમીજગી" થઇ હોય તો તેને તરીકતથી યાને અશોઇની રહેણીકરણીથી, સારા વીચારો, સારા સ્તોતથી તથા ક્રીયાકામોની ખાસ્તરોની અસરથી પાછું અસલ સ્વચ્છ હાલત યાને તઇગીમા ફેરવી શકાય છે દરેમહેરો જેવાં મકાનોમાં અને જયાં કુવાઓ હોય, ઝાડપાનો હોય, ઢોરઢાખર હોય તેવી જગ્યાઓની "તઇગી" યાને હવાની સ્વચ્છતાઇમાં ઘણી સારી મેગનેટીક અસરો હોય છે.

### ૧૯૪. મહેરના સાત તબક્કા—

જે 'મેહેર ન્યાએશ તથા મેહેર યશ્તમાં' માં જણાવવામાં આવેલા છે, તેઓના નામ તથા ખીશ્કારી માટે જુઓ નોટ નં૦ ૧૨૭.

### ૧૯૫. સ્વા—

ખોરશેદના અણદીઠ કારણો.

### ૧૯૬. 'મોઅદલ અને મોહદુદ'—

યાને ઇનસાફનો કાયદો તથા હદનો કાયદો, કે જે બે સૃષ્ટીના સર્વો-પરી કાયદાઓ છે અને જે કાયદા સૃષ્ટીના પેદા કરનારનીબી આગમચ-ના ચાલુ છે, અને સૃષ્ટીની દરેકે દરેક પેદાયશ આ બે મુળ કાયદાઓને તદન આધીન રહીનેજ પોતાની ખીશ્કારી બજાવી શકે છે.

### ૧૯૭. જમા—

ફારસીમાં 'બહુવચન' માટે 'જમા' શબ્દ આવે છે. "મોઅદલ" અને "મોહદુદ" શબ્દો બહુવચન રૂપ હોવાથી, તેનું ગુજરાતી 'ઇનસાફની જમા' અને 'હદની જમા' એમ અહી કરવામા આવ્યું છે.